# હિંદી ભાષાનું સુગમ વ્યાકરણ




લેખક

ખંડેરાવ સુળે, વિજ્ઞાનવિશારદ

અને

નરેન્દ્ર નાયક, વિદ્યાલંકાર



स्वस्तिक पब्लिशिंग हाउस, मुंबई ४

राष्ट्रभाषापरिचयग्रन्थमाला–१

# હિંદી ભાષાનું સુગમ વ્યાકરણ

: લેખક :

ખંડેરાવ સુળે, વિજ્ઞાનવિશારદ ( ગુજરાત વિદ્યાપીઠ )
એડવોકેટ, હાઈકોર્ટ, મુંબઈ

અને

નરેન્દ્ર નાયક, વિદ્યાલંકાર,
( ગુરુકુલ વિશ્વવિદ્યાલય; કાંગડી )

સ્વસ્તિક પબ્લીશીંગ હાઉસ
મુંબઈ, ૪

કિંમત ૧ રૂપિયો

# અનુક્રમણિકા

# શુદ્ધિ-પત્ર

( શરૂઆતના ૩૨ પાનાં સુધી 'વગેરે' 'શબ્દો જાણવાં' અને કેટલીક અનુસ્વારની ભૂલો ઘણી જગ્યાએ રહી ગઈ છે. તે આ શુદ્ધિપત્રમાં બતાવી નથી. )

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૯ | તત્સમ | —કાઢી નાખો— |
| ૯ | ૨૫ | ભલ | ભૂલ |
| ૧૦ | ૨ | ञ् નો | ञ् નું |
| ૨૫ | ૨૬ | झाड़-झाड़एँ | झाड़ू-झाड़ुएँ |
| ૩૪ | ૨૧ | चैबे ने | चौबे ने |
| ૩૯ | ૮ | बलकों ने | बालकों ने |
| ,, | ૧૮ | धनु | धेनु |
| ૪૬ | ૨૧ | धनुओं से | धेनुओं से |
| ૪૯ | ૫ | शब्द बोध | शाब्द-बोध |
| ,, | ૧૩ | कर्म | कर्मकारक |
| ૫૧ | ૨૫ | થાય | થાય છે |
| ૮૧ | ૫ | 'घटिया' | 'घटिया' નું |
| ૯૮ | ૧૧ | बह-बहती | बह-बहता |
| ,, | ૧૬ | लड़की का | लड़की को |
| ૧૨૫ | ૧૨ | प्रत्यक्ष અને परोक्ष विधि નાં ૩૫ | प्रत्यक्षविधि અને संभाव्य भविष्यत् નાં ૩૫ |
| ૧૩૧ | ૧૨ | संभाव्य भत | संभाव्य भूत |
| ૧૩૧ | ૨૯ | वह उठीं | वे उठीं |
| ૧૩૬ | ૧૩ | खावें खावें } सामान्य | खावें खावें } संभाव्य |
| ,, | ૧૭ | पीवें—सामान्य | पीवें—संभाव्य |
| ૧૩૭ | ૧૭ | वह खेलता | वह खेलता होता |
| ૧૩૮ | ,, | उठतीं होतीं | उठती होतीं |
| ,, | ૧૮ | हाता | होतीं |
| ૧૩૯ | ૨૧ | એને | અને |
| ૧૪૨ | ૯ | तू चलना | तू चलता |

# રાષ્ટ્રભાષાપરિચયગ્રન્થમાળાનું નિવેદન

આપણી રાષ્ટ્રભાષાનો પ્રશ્ન હવે કાયમને માટે નિર્ણીત થઈ ચૂક્યો છે. આપણે જોઈશું તો હિન્દી મહાસભાએ હિન્દુસ્તાની ભાષાને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી તે પહેલાં પણ આંતર્ પ્રાન્તીય સામાજિક વ્યવહારોમાં સાધુ, જતિ, જાત્રાળુ વગેરે એ ભાષાનોજ આશરો લેતા હતા. કબીર, સૂરદાસ, તુલસીદાસ આદિ સંતોનાં ભજનો પણ આપણા અનેક પ્રાન્તોને ખૂણે ખૂણે પ્રચાર પામ્યાં હતાં. અને જે સંસ્થાને રાજકારણસાથે કંઈજ લાગતું વળગતું નથી અને જે પોતાનો વિકાસ પ્રજાની જરૂરિયાતોને અનુલક્ષીનેજ સાધી રહી છે એવી 'બોલપટો'ની સંસ્થાએ પણ હિન્દુસ્તાનીને પોતાનું માધ્યમ ( medium ) બનાવી અજાણતાં રાષ્ટ્રભાષા તરીકેની એની યોગ્યતાનો અચૂક નિર્દેશ કર્યો છે.

હિન્દુસ્તાનીને શાળાઓના અભ્યાસક્રમમાં ફરજિયાત વિષય બનાવવાની પ્રાન્તીય સરકારોની ઘોષણાને લઈને હવે હિન્દુસ્તાનીના અભ્યાસને અઠંગ પીઠબળ મળવાનો પાકો સંભવ છે. આવતા દસકામાં તો બાર તેર વરસનું પ્રત્યેક હિન્દવાસી બાળક હિન્દુસ્તાની ભાષા ભારે આસાનીથી બોલી લખી શકશે એવી શ્રદ્ધાને હવે પૂરતો અવકાશ છે. હિન્દુસ્તાની બને તેટલી ઉત્તમ રીતે શિખવવાની પદ્ધતિઓ શોધવાના હવેના દસકામાં અનેકવિધ પ્રયત્નો થશે. અને શિક્ષણ શાસ્ત્રીઓને મન ઉત્તમોત્તમ પદ્ધતિ—એટલે અલ્પાલ્પ સમય અને પ્રયત્ન વડે વધારેમાં વધારે શુદ્ધિપૂર્વક ભાષાની પકડ હાંસલ કરવી તે. ખરી વાત તો એ છે કે 'ઇતર' ભાષાના અભ્યાસને અંગે અર્વાચીન સમયનો પ્રત્યેક શિક્ષણક્રમ આ દૃષ્ટિએજ યોજાય છે. પણ હિન્દુસ્તાની એ 'ઇતર' ભાષા નથી જ. હિન્દુસ્તાની તો આપણી માતૃભાષાને મળતી આવતી એક ભાષા છે.

આ બાબત ઉપર પૂરતો વિચાર કર્યા પછી અમે નીચેના મુદ્દાઓ તારવ્યા છેઃ—

( ૧ ) જે શિક્ષકોએ પોતે સાક્ષાત્ સંપર્કથી અથવા ઉંડા અભ્યાસથી ભાષાની આગવી શક્તિ પિછાણી હોય એમને હાથેજ હિન્દી–હિન્દુસ્તાની શિખવવામાં આવવી જોઇએ.

( ૨ ) અત્યંત સ્વાભાવિક અને અકૃત્રિમ વાતાવરણમાં તે શિખવવામાં આવવી જોઇએ, એટલે કે,

( ૩ ) ક્રમે ક્રમે ઘરનિશાળને પરિચિત વિષયોથી શરૂ કરી માનવી અનુભવોનાં વિશાળ ક્ષેત્રો તરફ વિદ્યાર્થીઓને દોરવામાં આવવા જોઇએ.

( ૪ ) કોઇપણ પ્રજાના પ્રજાત્વને આંચકો લાગે એવું થવું ન જોઇએ. દા. ત. કોઈ હિન્દુ બાળક માતાને 'अम्मा, आदाब !' કહે અથવા મુસલમાન બાળક ' माताजी, अभिवादन !' કહે એમાં ચોખ્ખો ઔચિત્યભંગજ છે.

( ૫ ) સંસ્કૃતોત્થ ભાષાઓ બોલતા પ્રાન્તોમાં વિદ્યાર્થીઓનો શબ્દ ભંડોળ હિન્દી—હિન્દુસ્તાની—ઉર્દૂ એ ક્રમે વૃદ્ધિ પામવો જોઇએ.

આ પ્રકારની વિચારસરણીને અનુલક્ષીને આ ગ્રંથમાળાની રચના થઈ છે. આશા છે કે તદ્‌વિદ્દોને તેમજ અભ્યાસી શિક્ષકોને તે માન્ય થશે.

મુંબઈ
તા. ૧૨–૧૨–૧૯૩૮

**ઝીણાભાઈ દેસાઈ**
**ખંડેરાવ સુળે**

# લેખકોનું નિવેદન

આ પુસ્તક મુખ્યત્વે હિન્દીના અધ્યાપકો અને વધુ અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓ માટે લખાયું છે. હિન્દી વ્યાકરણનાં પુસ્તકોમાં સામાન્ય રીતે જે જે બીનાઓ આપવામાં આવે છે એ બધીનો અમે આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે.

એ ઉપરાંત, પ્રચલિત પાઠ્યપુસ્તકોમાં ઉર્દૂનાં નામ, વિશેષણ વગેરે વિષે જે ઉપયોગી માહિતી નથી આપવામાં આવતી એ પણ અમે જૂદે જૂદે સ્થળે આપી છે. પુસ્તકની સામગ્રી અમે અમારી વિશિષ્ટ યોજના પ્રમાણે ગોઠવી છે, અને અમને આશા છે કે એથી વિષય સમજવામાં સહેલો બનશે. અમે ઘણાં સ્થળે સંસ્કૃત વ્યાકરણના નિયમો પણ આપ્યા છે અને આથી હિન્દી ભાષાશાસ્ત્રના વિદ્યાર્થીઓને પણ એ જરૂર ઉપયોગી થઈ પડશે. આ પુસ્તક તૈયાર કરવામાં અમે ઘણા હિન્દી વ્યાકરણ ગ્રન્થોની મદદ લીધી છે, અને તેમાંય **પંડિત કામતાપ્રસાદ ગુરુ**ના વિદ્વત્તાપૂર્ણ ગ્રંથના અમે ખાસ ઋણી છીએ. કોઈ કોઈ જગ્યાએ અમે એમનાથી અમારો મતભેદ નોંધાવવા હિંમત પણ કરી છે.

આ પુસ્તકમાં કેટલીક ગંભીર ભૂલો ઘૂસી ગયેલી છે એ નોંધતાં ખેદ થાય છે, પરંતુ કાર્યબાહુલ્યને લીધે એના મુદ્રણમાં અમે ઇચ્છીએ એટલું ધ્યાન આપી શક્યા નહોતા એની પણ અમે સખેદ નોંધ લઇએ છીએ.

પુસ્તક લખાતું હતું એ વખતે કેટલાંક કિંમતી સૂચનો કરવા માટે અમે અમારા મિત્ર શ્રી. પ્રો. ઉમેદભાઈ મણિયાર, શ્રી. પ્રો. ઉમાશંકર જોષી અને શ્રી. બાલુભાઈ મહેતાનો સહૃદય આભાર માનીએ છીએ.

અમારા મિત્ર શ્રી. ખાનોલકરના સતત શ્રમ વિના અમારું આ પુસ્તક આટલું વહેલું બહાર પડી શક્યું ન હોત. આ શ્રમ અને ઉત્સાહ માટે અમે એમના પણ અત્યંત ઋણી છીએ.

આ પુસ્તકને લગતી કોઈપણ સૂચનાઓ હંમેશા આવકારદાયક લેખાશે જ.

ખંડેરાવ સુળે
નરેન્દ્ર નાયક

# હિંદી ભાષાનું સુગમ વ્યાકરણ

## પ્રકરણ ૧લું

### વિષયપ્રવેશ

આઠમા અથવા નવમા સૈકામાં ઉત્તર હિંદુસ્તાનમાં જે ભાષા બોલાતી હતી તે આદિ-હિંદી અથવા હિંદવી નામથી ઓળખાય છે. આ આદિ-હિન્દી સંસ્કૃત ભાષામાંથી નીકળેલી કોઈ પ્રાકૃતભાષાનો અપભ્રંશ છે એમ કેટલાક વિદ્વાનો માને છે. કાળપ્રમાણે, તેમજ મુસલ્માન, પોર્ચુગીઝ, અંગ્રેજ વગેરે લોકોના સંપર્કને લીધે જુની હિંદી ભાષામાં ધીમે ધીમે હજારો નવા શબ્દોનો સમાવેશ થયો. આજે શબ્દભેદને લીધે જુની હિંદીનાં હિન્દી, હિંદુસ્તાની અને ઉર્દૂ આવાં ત્રણ ભિન્ન ભિન્ન રૂપો પ્રચલિત થઈ ગયાં છે.

હિંદીભાષામાં સંસ્કૃત શબ્દો મોટા પ્રમાણમાં છે. ઉર્દૂ ભાષામાં ફારસી અને અરબી શબ્દોની પ્રચુરતા છે. પરંતુ ઘણા ફારસી–અરબી શબ્દો ઉપર સંસ્કાર થઈ તેમનાં રૂપો હિંદી શબ્દો પ્રમાણેજ થઈ ગયાં છે. સર્વનામો, વિભકિતઓ અને ભાષાનું પ્રધાન અંગ ક્રિયાઓ, એ બધાં ઉર્દૂ ભાષામાં હિંદીમાંથી આવ્યાં છે. ફકત કેટલાંક નામો, વિશેષણો અને નામો પરથી બનેલા નામધાતુઓ ઉર્દૂમાં અરબી અને ફારસીમાં થી આવ્યા છે. ઉત્તર હિંદુસ્તાનના આમ લોકો સંસ્કૃતપ્રચુર હિંદી અથવા ફારસી-અરબી પ્રચુર ઉર્દૂ બોલતા નથી. તેમની ખરી ભાષા હિંદી અને ઉર્દૂની વચ્ચેની હિંદુસ્તાની ભાષા હોય છે. હિંદુસ્તાની ભાષામાં જેમ સંસ્કૃત, તત્સમ અને તદ્ભવ શબ્દો મળે છે તેમજ ફારસી અરબી શબ્દો પણ મળે છે. આમ લોકોની ભાષા હોવાથી તેમાં કઠિન અથવા વિદ્વત્તાપ્રચુર શબ્દો ઓછા પ્રમાણમાં છે.

હિન્દી અને ઉર્દૂ ભાષાની લિપિમાં મોટો ફરક છે. હિંદી મુખ્યતઃ દેવનાગરી અથવા બાલબોધ લિપિમાં લખાય છે જ્યારે કેટલાક ફેરફારો સાથે આજકાલની ઉર્દૂ ફારસી લિપિમાંજ લખાય છે. હિંદુસ્તાની, ઉર્દૂ અથવા દેવનાગરી લિપિમાં લખાય છે.

ઉર્દૂ અને હિંદુસ્તાનીનો અભ્યાસ કરવા માટે પણ હિંદી ભાષાના વ્યાકરણનું જ્ઞાન આવશ્યક છે. હિંદી સંસ્કૃતોદ્ભવ ભાષા છે તેથી બીજી સંસ્કૃતોદ્ભવ ભાષાઓનું અને તેનું વ્યાકરણ લગભગ સરખુંજ છે. વ્યાકરણની પરિભાષા, વાકયરચના વગેરે ઘણે ભાગે એકજ છે. આ પુસ્તકમાં હિંદી અને ગુજરાતી ભાષાના વ્યાકરણના ભેદો સ્થળે સ્થળે સ્પષ્ટ કર્યા છે.

---

# પ્રકરણ ૨જું

## વર્ણમાલા

૧—હિન્દી વર્ણમાલામાં ૪૬ વર્ણો છે. તે નીચે પ્રમાણે છેઃ—

**સ્વરો–૧૧**

अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ, ओ, औ.

**વ્યંજન–૩૫**

क, ख, ग, घ, ङ
च, छ, ज, झ, ञ
ट, ठ, ड, ढ, ण
त, थ, द, ध, न
प, फ, ब, भ, म
य, र, ल, व
श, ष, स, ह

ं (અનુસ્વાર), ः (વિસર્ગ).

૨—કેટલીક દેશી ભાષાઓમાં અનુસ્વાર અને વિસર્ગની ગણના સ્વરોમાં

થાય છે. પરંતુ ઇતર વ્યંજનોની જેમ એમના ઉચ્ચારમાં પણ સ્વરની જરૂર રહે છે માટે એમને હિન્દીમાં વ્યંજન ગણવામાં આવે છે. (ं) અને (ः) ઘણી વખતે અનુક્રમે **ङ्, ञ्, ण्, न्, म्** અને **श्, ष्, स्, ह्** થઈ જાય છે. તેથી પણ જણાય છે કે તેઓ વ્યંજનોજ છે.

૩—અનુસ્વાર અને વિસર્ગ સિવાય એક બીજું પણ ચિન્હ છે જેને **चन्द्रबिन्दु** (ँ) અથવા **अनुनासिक** કહે છે.

૪—હિંદી વર્ણમાલામાં **ऌ** અને **ॡ** કદી જોવામાં આવતાં નથી. તેમજ **ॠ** નો પ્રયોગ પણ કવચિતજ નજરે પડે છે. એનો પ્રયોગ સંસ્કૃત શબ્દોમાંજ મળે છે.

૫—**क्ष, त्र, ज्ञ** સંયુકત વ્યંજન કહેવાય છે. ઘણા લોકો એમને વ્યંજનોમાં ગણતા નથી.

૬—હિન્દીમાં 'ળ' હોતો નથી. જે સંસ્કૃત શબ્દોમાંના ल નો ગુજરાતીમાં ળ થઇ જાય છે તે શબ્દોનો 'ल' હિંદીમાં કાયમ રહે છે. જેમકે, કાળ=**काल**, કળા=**कला**.

૭—ઉર્દૂ વર્ણમાલામાં **ऋ, घ, छ, झ, ठ, ढ, थ, ध, भ** અને **ष** ને માટે કોઇ વર્ણ નથી. ઉર્દૂમાં **घ, छ, झ, ठ, ढ, थ, ध** અને **भ** આ અક્ષરો **ग्, च्, ज्, ट्, ड्, त्, द्** અને **ब्**, આ અલ્પપ્રાણ વર્ણોસાથે **ह** જોડીને બનાવવામાં આવે છે. મહાપ્રાણ અક્ષરો પૈકી ઉર્દૂમાં '**ख**' અને '**फ**' માટે સ્વતંત્ર વર્ણો છે. પણ **क्+ह्=ख्** અને **प्+ह्=फ्** આ અક્ષરો નો ઉચ્ચાર ઉપર લખેલા **ख** અને **फ** થી જુદો હોય છે.

૮—**क, ख, ग, ज** અને **फ** ની નીચે 'મીંડું' લગાડવાથી અનુક્રમે **क़, ख़, ग़, ज़** અને **फ़** બને છે. આ અક્ષરો ફારસી, અંગ્રેજી વિગેરે ભાષાઓના શબ્દોમાં મળે છે. **ड** અને **ढ** ની નીચે પણ ઘણી વખતે મીંડું મુકવામાં આવે છે. તેનો વિચાર ઉચ્ચાર પ્રકરણમાં કર્યો છે.

૯—ઉર્દૂ વર્ણમાલામાં 'अ' ને માટે 'अलिफ़' અને 'ऐन' આવા બે વર્ણો છે. તેમજ 'त' ને માટે 'ते' અને 'तोय' અને 'स' ને માટે 'सीन' 'स्वाद' અને 'से' આવા ત્રણ ભિન્ન વર્ણો છે. આ અક્ષરોનો

ભેદ બતાવવા માટે હિંદી લિપિમાં હજી સુધી કોઇ સાંકેતિક ચિન્હ આપવામાં આવતું નથી. * તેથી कुलसूम શબ્દમાં નો 'से,' सरौता શબ્દમાં નો 'सीन' અને नसीब, साहिब, साफ़ વિગેરે શબ્દોમાં નો 'स्वाद' હિંદીમાં માત્ર એકજ વર્ણ 'स' થી વ્યકત થાય છે. તેમજ 'तराजू' 'पतंग' 'दवात' આ શબ્દોમાંનો 'ते' અને 'तबाक़' 'ख़त' 'हर तरह' આ શબ્દોમાં નો 'तोय' હિંદીમાં 'त' આ એકજ વર્ણથી લખાય છે. એવીજ રીતે 'अनार' શબ્દનો 'अलिफ़' અને 'अरब' શબ્દનો 'ऐन' હિંદીમાં 'अ' આ એકજ વર્ણથી લખાય છે. ( क, क़, ख, ख़, ग, ग़, ज, ज़, અને फ, फ़ વિષે ઉચ્ચારપ્રકરણમાં વધારે વિચાર કરવામાં આવશે ).

---

# પ્રકરણ ૩જું

## લિપિ

૧૦—ગયા પ્રકરણમાં જે લિપિમાં વર્ણમાલા આપવામાં આવી છે તે લિપિને દેવનાગરી લિપિ કહે છે. દેવનાગરી સિવાય કૈથી, મહાજની વિગેરે લિપિઓમાં પણ હિંદી ભાષા લખાય છે. હિંદુસ્તાની ભાષા દેવનાગરી અને ઉર્દૂ લિપિમાં લખાય છે. ગુજરાતી અને મરાઠી ભાષામાં દેવનાગરી લિપિને બાલબોધ લિપિ કહેવાય છે.

૧૧—દેવનાગરી લિપિમાં નીચે આપેલા અક્ષરો બે રીતે લખાય છે:—

**अ=अ, आ=आ, ओ=ओ, औ=औ** એવીજ રીતે **अं, अः**.

**झ=झ, ण=ण, ल=ल.**

૧૨—હિંદીની અંક-લિપિ નીચે પ્રમાણે છે:—

१, २, ३, ४, ५, ६, ७, ८, ९, ०.

---

* થોડાક લેખકો 'ऐन' નો ભેદ બતાવવા માટે 'अ' આમ લખે છે. જેમકે, मअ़लूम, बअ़ज.

५, ८ અને ९ ( પાંચ, આઠ અને નવ ) ૫, ૮ અને ૯ પ્રમાણે પણ લખવામાં આવે છે.

૧૩—સ્વરોની માત્રાઓ નીચે પ્રમાણે છેઃ—

आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ, ओ, औ
ा, ि, ी, ु, ू, ृ, े, ै, ो, ौ,

ટીપ—કેટલાક લિપિસંશોધકો સ્વરો નીચે પ્રમાણે લખવાની ભલામણ કરે છેઃ—अ, आ, अि, अी, अु, अू, अे, अै, ओ, औ.

૧૪—હિન્દી અને ગુજરાતીનાં વિરામચિન્હો લગભગ સરખાંજ છે, ફક્ત પૂર્ણ વિરામનું ચિન્હ જુદું છે. તે ( । ) આ પ્રમાણે લખાય છે. જેમકે, हर एक हिन्दुस्तानी को हिन्दी जाननी चाहिए ।

---

# પ્રકરણ ૪થું

## વર્ણોનો ઉચ્ચાર

### સ્વર

૧૫—હિંદીમાં સ્વરોનો ઉચ્ચાર નીચે પ્રમાણે હોય છેઃ—

અકારાંત શબ્દોના અંત્ય 'अ' નો ઉચ્ચાર ઘણે ભાગે થતો નથી. જેમકે, कमल, क़लम, धन, गुण, दिन, रात વિગેરે શબ્દોનો ઉચ્ચાર कमल्, क़लम्, धन्, गुण्, दिन्, रात् એ પ્રમાણે થાય છે.

અપવાદ—( અ ) અકારાંત શબ્દનો અંત્યાક્ષર જો સંયુક્ત હોય તો 'अ' નો પૂર્ણ ઉચ્ચાર થાય છે. જેમ કે, सत्त्व, भक्त, राष्ट्र, दिव्य.

( આ ) इ, ई અથવા ऊ પછી य આવે તો અંત્ય 'अ' નો પૂર્ણ ઉચ્ચાર થાય છે. જેમકે, प्रिय, ह्रिय, आत्मीय, देशीय, राजसूय.

( ઇ ) એકાક્ષરી અકારાંત શબ્દોના અંત્ય अ નો પૂર્ણ ઉચ્ચાર થાય છે. જેમકે, क, व, च.

(ઈ) કવિતામાં અંત્ય 'अ' નો પૂર્ણ ઉચ્ચાર થાય છે:—

'हे तरुवर, जब सूर्य चलाता है धरणी पर विषम त्रिशूल,
तब पंथी को तेरा छाता हो जाता है जीवन मूल ॥'

૧૬—ચાર અક્ષરના શબ્દોમાં બીજો અક્ષર જો અકારાંત હોય તો તેનો 'अ' નો ઉચ્ચાર થતો નથી. જેમકે, झटपट, (झट्पट्) चुपचाप, (चुप्चाप्) बोलचाल, (बोल्चाल्).

અપવાદઃ—બીજો અક્ષર સંયુકત હોય અથવા પહેલો અક્ષર ઉપસર્ગ હોય તો બીજા અક્ષરના 'अ' નો પૂર્ણ ઉચ્ચાર થાય છે. જેમકે, स्वर्गलोक, सुगमता, विचालित.

૧૭—ત્રણ કે ચાર અક્ષરોના કેટલાક શબ્દોમાં વચ્ચેના 'अ' નો ઉચ્ચાર થતો નથી. જેમ—लिखना, भागना, जागना, निकलना, समझना વિગેરેનો ઉચ્ચાર लिख्ना, भाग्ना, जाग्ना, निकल्ना, समझ्ना એ પ્રમાણે થાય છે.

૧૮—बचपन, जेलखाना, चारपाई, घरवाली વિગેરે યૌગિક શબ્દોના મૂળ અવયવોના અંત્ય 'अ' નો ઉચ્ચાર થતો નથી.

ટીપ—જુઓ અનુવાક (૩૯).

૧૯—ऋ નો ઉચ્ચાર ગુજરાતીમાં रु થાય છે. જ્યારે હિંદીમાં એનો ઉચ્ચાર रि થાય છે. જેમકે, ऋतु = रितु, ऋषि = रिषि, ऋण = रिण.

૨૦—ऐ અને औ નો ઉચ્ચાર હિંદીમાં સંસ્કૃત ઉચ્ચારથી ભિન્ન હોય છે. હિંદીમાં ऐ નો ઉચ્ચાર अय्, અને औ નો ઉચ્ચાર अव् જેવો થાય છે. જેમકે ऐसा = अयूसा, है = हय्, चौथा = चवूथा, और = अवूर.

હિંદીમાં પ્રચલિત સંસ્કૃત શબ્દોનો ઉચ્ચાર શુધ્દ સંસ્કૃત પ્રમાણેજ થાય છે. જેમકે सदैव = सदैव, कैलास = कैलास.

૨૧—( ं ) આ અનુસ્વારનો ઉચ્ચાર હોઠ બંધ કરીને ફકત નાકમાંથી જ કરવાનો હોય છે. પણ ( ँ ) અનુનાસિક નો ઉચ્ચાર મુખ અને નાકમાંથી એકીસાથે થાય છે. એટલે અનુસ્વારનો ઉચ્ચાર તીવ્ર અને અનુનાસિકનો ધીમો થાય છે. જેમકે—रंग, मंदिर, तंग, गंदा, पसंद, गंगा વિગેરે શબ્દોમાં, અનુસ્વારનો ઉચ્ચાર છે, અને दाँत, महँगा, चाँद, कुआँ, वहाँ, पहुँचना

વિગેરેમાં અનુનાસિકનો ઉચ્ચાર છે. એ ઉચ્ચાર ગુજરાતીના 'અહીં', 'તહીં', 'ક્યાં', 'ત્યાં' શબ્દોમાંના અનુનાસિકના ઉચ્ચાર જેવોજ છે.

( અ ) ઠેઠ હિંદી શબ્દોના અંતમાં જે અનુસ્વાર આવે છે તેનો ઉચ્ચાર અનુનાસિક પ્રમાણે થાય છે. જેમકે मैं, में, गेहूं, जूं.

( આ ) પુરુષ અથવા વચનના ફેરફારને લીધે આવતા અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક પ્રમાણે થાય છે. જેમકે—

बालकों, स्त्रियां, हूँ, हैं.

( ઇ ) દીર્ઘ સ્વર પછી આવતા અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક પ્રમાણે થાય છે. જેમકે—आँख, दाँत, चाँदी, माँ.

ટીપ—ગુજરાતીમાં ઘણા લોકો हंस, सिंह, अंश વિગેરેનો ઉચ્ચાર हंवूस, सिंवूह, अंवूश એવો કરે છે. પણ હિંદીમાં એનો ઉચ્ચાર हन्‌स, सिङ्‌ह, अन्‌श પ્રમાણે થાય છે.

૨૨—વિસર્ગનો ઉચ્ચાર, 'ह' ના ધીમા ઉચ્ચાર જેવો થાય છે. જેમકે, छः, छिः, दुःख, अन्तःकरण નો ઉચ્ચાર छह्, छिह्, दुह्‌ख, अन्तह्‌करण જેવો થાય છે.

## વ્યંજનો

૨૩—ઉર્દૂના પ્રભાવને લીધે क, ख, ग આ અક્ષરોનો એક બીજો ઉચ્ચાર હોય છે જે ગુજરાતી ભાષામાં જોવામાં આવતો નથી. આ ઉચ્ચાર-ભેદ બતાવવા માટે આ અક્ષરોની નીચે મીંડું મુકવામાં આવે છે. જેમકે, क़, ख़, ग़.

( અ ) कमल, कमी, काम, किनारा, कुत्ता વિગેરે શબ્દોમાંના क નો ઉચ્ચાર ગુજરાતી 'ક' પ્રમાણેજ થાય છે. જ્યારે क़लम, क़ानून, क़बूल, क़र्ज़, क़बीला વિગેરે શબ્દોમાં क નો ઉચ્ચાર ગળું થોડું સંકુચિત કરીને કરવો પડે છે. તેથી તેના ઉચ્ચારમાં થોડી શિથિલતા રહે છે. ઉર્દૂ લિપિમાં પ્રથમ પ્રકારના क માટે काफ् ( ک ) આ વર્ણ વપરાય છે જ્યારે બીજા क़ માટે क़ाफ ( ق ) આ બીજો વર્ણ વપરાય છે.

( આ ) खटिया, खल, खरल, खोया, लिखना, रखना વિગેરે શબ્દોમાંના ख નો ઉચ્ચાર ગુજરાતી 'ખ' પ્રમાણેજ થાય છે, જ્યારે ख़त, ख़ुदा, ख़ास, ख़मीर, मख़मल, तख़्त વિગેરે શબ્દોમાં 'ख़' નો ઉચ્ચાર ઉપર ( અ ) માં લખ્યા પ્રમાણેજ ગળું સંકુચિત કરીને કરવો પડે છે. ઉર્દૂમાં પ્રથમ પ્રકારનો 'ख' क् + ह થી લખાય છે જ્યારે બીજા ख़ માટે 'ख़े' આ સ્વતંત્ર વર્ણ છે.

( ઇ ) गधा, गाय, गीत, गंगा, गुलाब, गोशा વિગેરે શબ્દોમાંના 'ग' નો ઉચ્ચાર ગુજરાતી 'ગ' પ્રમાણેજ થાય છે. જ્યારે ग़ुलाम, दग़ा, ग़ैर, ग़ायब, ग़रीब વિગેરે શબ્દોમાં 'ग' નો ઉચ્ચાર ઉપર ( અ ) માં લખ્યા પ્રમાણે ગળું સંકુચિત કરીને કરવો પડે છે. ઉર્દૂમાં પ્રથમ પ્રકારનો 'ग' 'गाफ़' વર્ણથી લખાય છે. જ્યારે બીજા 'ग़' માટે 'ग़ैन' આ સ્વતંત્ર વર્ણ છે.

૨૪—હિંદીમાં ज ના બે ઉચ્ચાર છે. એક સંસ્કૃત ज પ્રમાણે તાલવ્ય અને બીજો અંગ્રેજી is ( इज़् ) has, ( हॅज़् ) આ શબ્દોના ज़् પ્રમાણે તાળવા અને દાંતમાંથી થાય છે. जीवन, जाति, जल, जमात, जादू, जान આ શબ્દોમાં પ્રથમ પ્રકારનો ज છે. ઉર્દૂમાં આ વર્ણ માટે 'जीम' આ વર્ણ વપરાય છે. नज़र, ज़रा, ज़बान, ज़ईफ़, बाज़, ज़ोर, ज़रूर આ શબ્દોમાં બીજા પ્રકારનો 'ज़' છે. આ ઉચ્ચારભેદ બતાવવા માટે ज ની નીચે મીંડું મુકીને બીજો ज़ લખાય છે.

ટીપ—ઉર્દૂમાં આ બીજા 'ज़' માટે ચાર ભિન્ન વર્ણો છે. જેમકે, ज़बान માં 'ज़े', नज़र માં 'ज़ोय', ज़रा માં 'ज़ाल' ज़ईफ़ માં 'ज़्वाद' આ વર્ણો છે. આ વર્ણભેદ બતાવવા માટે હિંદીમાં કોઇ સાંકેતિક ચિન્હ નથી.

૨૫—'फ' ના બે ઉચ્ચાર હોય છે. એક સંસ્કૃત 'फ' પ્રમાણે ઓષ્ઠય અને બીજો દાંત અને હોઠમાંથી અંગ્રેજી fool ( फ़ूल् ) માં ના 'फ़' પ્રમાણે થાય છે. આ બીજો ઉચ્ચાર બતાવવા માટે તેની નીચે મીંડું મુકવામાં આવે છે.

फल, फूल, फैलना, काफूर આ શબ્દોમાં પ્રથમ પ્રકારનો 'फ' છે. અને दफ़्तर, सफ़ाई, फ़ुरसत, फ़लाना, लिफ़ाफ़ा વિગેરે શબ્દોમાં બીજો 'फ़' છે.

ટીપ—( ૧ ) ઉર્દૂમાં પ્રથમ પ્રકારનો फ, प्+ह થી લખાય છે. જ્યારે બીજા फ़ માટે 'फे' આ સ્વતંત્ર વર્ણ છે.

( ૨ ) ઘણા લોકો અંગ્રેજીના પ્રભાવને લીધે ફળ, ફુલ, ફણસ, ફાગ વિગેરે સંસ્કૃતોદ્ભવ શબ્દોનો ઉચ્ચાર फ़ल, फ़ूल, फ़णस, फ़ाग આ પ્રમાણે કરે છે તે ભૂલ છે.

૨૬—હિંદીના ઘણા શબ્દોમાં ड અને ढ ની નીચે મીંડું મુકવામાં આવે છે. તેનો ઉચ્ચાર ગુજરાતીના લડવું, ચઢવું માંનાં ડ અને ઢ પ્રમાણે થાય છે. હંમેશના ડ, ઢ કરતાં આ ड़, ढ़ નો ઉચ્ચાર સહેજ મૃદુ થાય છે.

( અ ) ड અને ढ જો શબ્દની શરૂઆતમાં હોય તો કદી મીંડું મુકાતું નથી. જેમકે, डर, ढोल, ढक्कन, डाकू.

( આ ) હિંદીમાં વપરાતા સંસ્કૃત શબ્દોના ड, ढ ની નીચે મીંડું મુકવામાં આવતું નથી. જેમકે, विडाल, माढव्य, गौडीय.

( ઇ ) હ્રસ્વ સ્વર પછી અનુનાસિક વ્યંજન સાથે ड આવે તો મીંડું મુકાતું નથી. જેમકે, पंडित, चंडी, खंडन, मुंडन, पिंड.

ટીપઃ—આ ड, ढ અને ड़, ढ़ ના ઉચ્ચારોને पं. कामताप्रसाद गुरु અનુક્રમે मूर्द्धन्य અને द्विस्पृष्ट કહે છે. द्विस्पृष्ट ઉચ્ચાર જીભનો અગ્રભાગ ઉલટાવીને મૂર્ધા સાથે લગાડીને થાય છે.

( ઈ ) દીર્ઘ સ્વર પછી અનુનાસિક વ્યંજન સાથે ड આવે તો મીંડું વિકલ્પે મુકાય છે. જેમકે, खाँड, खाँड़, मेंढा, मेंढ़ा, मेंडक, मेंड़क सूँड, सूँड़.

ટીપઃ—આટલા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે ગુજરાતી કરતાં હિંદીમાં क़, ख़, ग़, ज़, फ़, ड़ અને ढ़ આ અક્ષરો વધારે છે. અક્ષરોની નીચે મુકાતા આ મીંડાને नुक्ता અથવા बिंदी કહે છે.

૨૭—ष નો પ્રયોગ સંસ્કૃત ભાષામાંથી આવેલા શબ્દો સિવાય બીજી ભાષાઓના શબ્દોમાં થતો નથી. એટલે ख़ुश, कोशिश, मुश्किल વિગેરે ઉર્દૂ શબ્દોના श નો ઉચ્ચાર ઘણા લોકો મૂર્દ્ધન્ય ष જેવો કરે છે તે ભૂલ છે. તેનો ઉચ્ચાર તાલવ્ય श પ્રમાણે જ કરવો જોઇએ.

૨૮—ज्ञ, ज् અને ञ નો બનેલું સંયુક્ત વ્યંજન છે. એનો ઉચ્ચાર જુદે જુદે ઠેકાણે જુદો જુદો થાય છે. ઉત્તર હિન્દુસ્તાનમાં ग्य અથવા ग्यँ આવો બોલાય છે. ગુજરાતમાં ग्न्यँ અને મહારાષ્ટ્રમાં दून्यँ ઉચ્ચાર થાય છે. એનો શુદ્ધ ઉચ્ચાર ज्यँ જેવો છે.

૨૯—હિંદીમાં य અને व નો ઉચ્ચાર મરાઠી અથવા ગુજરાતી કરતાં સહેજ મૃદુ, અર્ધસ્વર જેવો થાય છે. પૂર્ણ ઉચ્ચાર કરવા માટે ઘણી વખતે આ વ્યંજનોનું દ્વિત્વ કરવામાં આવે છે. જેમકે, आर्य्य, कार्य्य, सूर्य्य, पूर्व्व, उर्व्वशी.

સ્વર પછી र् સાથે ह સિવાય કોઇ પણ વ્યંજનનો સંયોગ થાય તો તે વ્યંજનનું વિકલ્પથી દ્વિત્વ થાય છે. જેમકે, धर्म्म, कर्म्म, कर्त्ता અથવા धर्म, कर्म, कर्ता.

૩૦—स्कूल, स्टूल, स्टेशन, स्त्री, स्तुति, स्थान, स्नान ઇત્યાદિ स् થી શરૂ થતાં સંયુક્ત વ્યંજનોના શબ્દોનો ઉચ્ચાર પંજાબમાં કેટેલાક લોકો सकूल, सटेशन, सथान, सनान કરે છે. જ્યારે સંયુક્ત પ્રાન્તમાં કેટલાક લોકો इस्कूल, इस्टूल, इस्टेशन, इस्त्री, इस्तुति આ પ્રમાણે કરે છે.

ટીપ—स ના ઉચ્ચારમાં થતો આ ફેરફાર स થી શરૂ થતા કેટલાક અંગ્રેજી શબ્દોનાં ફ્રેંચ રૂપાન્તરોમાં પણ જોવામાં આવે છે.

૩૧—હિંદીમાં અંગ્રેજીમાંથી આવેલા मॅनेजर, मॅच, लॅम्प, जॉर्ज, डॉक्टर વિગેરે શબ્દો मैनेजर, मैच, लैम्प, जार्ज, डाक्टर આ પ્રમાણે લખાય છે, પણ તેમનો ઉચ્ચાર અંગ્રેજી પ્રમાણે થાય છે. આવા શબ્દો मॅनेजर, मॅच આદિ ઉપર આપેલા શબ્દો પ્રમાણેજ લખવાં એ યોગ્ય છે.

# પ્રકરણ ૫મું

## શબ્દવિચાર

**૩૨**—હિંદી ભાષામાં ચાર પ્રકારના શબ્દો જોવામાં આવે છે:—
**तत्सम, तद्भव, देशज** અને **विदेशी.**

**૩૩—तत्सम**–સંસ્કૃત ભાષામાંથી ફેરફાર થયા વગર આવેલા શબ્દો—જેમકે, राजा, पवन, कवि, व्याकरण વિગેરે.

**૩૪—तद्भव**–સંસ્કૃત શબ્દોમાંથી બનેલા શબ્દો. જેમકે—आग, तेल, खेत, हाथ, मेह, सूँड, दाँत વિગેરે.

**૩૫—देशज**–જે શબ્દો સંસ્કૃત ભાષામાંથી નીકળ્યા નથી પણ અહીંની પ્રાચીન દેશીય ભાષાઓમાંથી આવેલા હોય અથવા આવશ્યકતા પ્રમાણે બન્યા હોય એવા શબ્દો. જેમકે, पेट, छाती, गाड़ी, ऊँहूँ, म्याऊँ, भौंभौं વિગેરે.

**૩૬—विदेशी**–ફારસી, અરબી, અંગ્રેજી, પોર્ચુગીઝ વિગેરે વિદેશી ભાષાઓમાંથી આવેલા શબ્દો. જેમકે, ख़र्च, ख़लीता, कूच ( ફારસી ), इस्तेमाल, इशारा, ज़माना ( અરબી ), जज, स्टेशन, स्कूल ( અંગ્રેજી ), मस्तूल, पिस्तौल, अँगरेज़, पलटन, गोदाम, ( પોર્ચુગીઝ ), तोप, बेगम, उर्दू ( તુર્કી ).

**૩૭**—વ્યુત્પત્તિની દ્રષ્ટિએ શબ્દો ત્રણ પ્રકારના છે:—

**रूढ, यौगिक** અને **योगरूढ.**

**૩૮—रूढ**–જે શબ્દોના પૃથક્ અવયવોનો અર્થ થતો નથી તે શબ્દો रूढ કહેવાય છે. જેમકે, अर्थ, पाठ, धन, यम વિગેરે.

**૩૯—यौगिक**–રૂઢ શબ્દો સાથે ઉપસર્ગ કે પ્રત્યય લગાડવાથી, અથવા બે કે બે કરતાં વધારે શબ્દો અથવા શબ્દાંશોના યોગથી બનેલા શબ્દો. જેમકે, नियम, दुर्जन, धनवान्, बुद्धिमान्, वैद्यराज, पाठशाला વિગેરે.

**૪૦—योगरूढ**–યૌગિક શબ્દો પ્રમાણેજ બે શબ્દો અથવા શબ્દાંશોથી બનેલા શબ્દો, જેમાંથી કોઇ વિશેષ અર્થ પ્રકટ થાય છે. જેમકે, **पंकज= कमल, सुधाकर = चंद्रमा, अंगरखा.**

# પ્રયોગાનુસાર શબ્દોના ભેદો

૪૧—શબ્દ જ્યારે વાક્યમાં વપરાય છે ત્યારે અર્થાનુસાર અથવા પ્રયોગાનુસાર કેટલાક શબ્દોના રૂપોમાં ફેરફાર થાય છે. આવા શબ્દોને **विकारी शब्द** કહે છે. જે શબ્દોમાં કોઈ જાતનો ફેરફાર થતો નથી તેમને **अविकारी शब्द** અથવા **अव्यय** કહે છે.

૪૨—પ્રયોગ પ્રમાણે શબ્દોના આઠ ભેદ થાય છે.

૪૩—**संज्ञा, सर्वनाम, विशेषण,** અને **क्रिया** આ ચાર **विकारी** શબ્દો છે.

(૧) **संज्ञा,** (એને ગુજરાતીમાં નામ કહે છે) જેમકે, **किताब,** क़लम, गोपाल, गोविन्द વિગેરે.

(૨) **सर्वनाम,** જેમકે, मैं, तुम, आप, कौन વિગેરે.

(૩) **विशेषण,** જેમકે, बड़ा, अच्छा, काला, पीला, ऊंचा, पहला વિગેરે.

(૪) **क्रिया**—पढ़, लिख, देख, खा વિગેરે.

૪૪—**क्रियाविशेषण, सम्बन्धबोधक, समुच्चयबोधक** અને **विस्मयादिबोधक** આ ચાર **अविकारी** શબ્દો અથવા **अव्यय** કહેવાય છે.

(૫) **क्रियाविशेषण,** જેમકે आज, कल, परसों, यहाँ, वहाँ, ज़रा, थोड़ा, नहीं, मत વિગેરે.

(૬) **सम्बन्धबोधक,** (ગુજરાતીમાં એને નામયોગી કહે છે) જેમકે, पास, विना, सहित, समेत, परे વિગેરે.

(૭) **समुच्चयबोधक,** (ગુજરાતીમાં એને ઉભયાન્વયી કહે છે) જેમકે, और, वह, अथवा, परन्तु, इसलिए વિગેરે.

(૮) **विस्मयादिबोधक,** (ગુજરાતીમાં એને કેવળપ્રયોગી કહે છે) જેમકે, ओहो, धन्यधन्य, धिक्, छिः વિગેરે.

૪૫—વિકારી શબ્દોમાં **लिंग, वचन, पुरुष** વિગેરેને લીધે ફેરફાર થાય છે. જેમકે,

| विकारी शब्द | | लिंग | वचन | पुरुष |
|---|---|---|---|---|
| नाम | शब्द | | | |
| संज्ञा | लड़का | लड़का (पु.)<br>लड़की(स्त्री.) | लड़का (ए.)<br>लड़के (ब.) | — |
| सर्वनाम | मैं | — | मैं (ए.)<br>हम (ब.) | — |
| विशेषण | अच्छा | अच्छा (पु.)<br>अच्छी (स्त्री.) | अच्छा (ए.)<br>अच्छे (ब.) | — |
| क्रिया | चल | लड़का चला<br>लड़की चली | लड़का चला<br>लड़के चले | मैं चला ( उत्तम पुरुष )<br>वे चले ( अन्य पुरुष ) |

ટીપ—ક્રિયામાં લિંગ, વચન અને પુરુષ સિવાય वाच्य, अर्थ અને काल ને લીધે પણ ફેરફાર થાય છે.

૪૬—अविकारी શબ્દો અથવા અવ્યયોમાં લિંગ, વચન અને પુરુષને લીધે કોઇ જાતનો ફેરફાર થતો નથી. જેમકે,

**आज**—गोपाल आज बंबई जायगा। ( पुल्लिंग–कर्ता )
कमला आज बंबई जायगी। ( स्त्रीलिंग–कर्ता )
हम आज बंबई जायेंगे। ( बहुवचन–कर्ता )
तुम आज बंबई जाओगे। ( मध्यम पुरुष–कर्ता )

---

# પ્રકરણ ૬ઠ્ઠું

## विकारी शब्द—१

### संज्ञा ( નામ )

૪૭—વસ્તુમાત્રનું નામ સૂચિત કરનાર પ્રત્યેક વિકારી શબ્દને **संज्ञा** ( નામ ) કહે છે.

અર્થ પ્રમાણે **संज्ञा** ના પાંચ ભેદો કરી શકાય છેઃ—**जातिवाचक**, **व्यक्तिवाचक**, **भाववाचक**, **समूहवाचक** અને **द्रव्यवाचक**.

( અ ) **जातिवाचक**—જે શબ્દ થી એક જાતિના સર્વ પદાર્થોનો અથવા વ્યકિતઓનો સમાન બોધ થાય છે તેને **जातिवाचक संज्ञा** કહે છે. જેમકે, हाथी, घोड़ा, मनुष्य, नदी.

( આ ) **व्यक्तिवाचक**—જે શબ્દથી એકજ વ્યકિતનો અથવા વસ્તુનો બોધ થાય છે તેને **व्यक्तिवाचक संज्ञा** કહે છે. જેમકે, गोपाल, काशी, जमुना, बंबई.

( ઇ ) **भाववाचक**—જે શબ્દથી પદાર્થોના ધર્મ, ગુણ, દોષ, ભાવ વિગેરેનો બોધ થાય છે તેને **भाववाचक संज्ञा** કહે છે. જેમકે, मिठास, समझ, चोरी, बुढ़ापा, नम्रता.

( ઈ ) **समूहवाचक**—જે શબ્દથી અનેક પદાર્થોના અથવા વ્યકિતઓના સમૂહનો બોધ થાય છે તેને **समूहवाचक संज्ञा** કહે છે. જેમકે, भीड़, सभा, झुंड, सेना, गुच्छा.

( ઉ ) **द्रव्यवाचक**—જે શબ્દથી કોઇ દ્રવ્ય અથવા પદાર્થનો બોધ થાય છે તેને **द्रव्यवाचक संज्ञा** કહે છે. જેમકે—तेल, दूध, घी, सोना, चाँदी.

ટીપ—અનેક હિંદી વૈયાકરણો **संज्ञा** ના ઉપર લખેલા પાંચ ભેદો કરતા નથી. તેઓ समूहवाचक અને द्रव्यवाचक संज्ञा जातिवाचक માંજ ગણે છે. પં. કામતાપ્રસાદે पदार्थवाचक અને भाववाचक એમ संज्ञा ના બેજ ભેદ કર્યા છે. તેમના મત પ્રમાણે जातिवाचक અને व्यक्तिवाचक આ पदार्थवाचक संज्ञा નાજ બે ભેદ છે. ઉપર આપેલા संज्ञा ના પાંચ ભેદો ગુજરાતી અને અંગ્રેજી વ્યાકરણને મળતાં આવે છે.

૪૮—**भाववाचक संज्ञा** ત્રણ પ્રકારના શબ્દોથી બને છેઃ—

( અ ) जातिवाचक संज्ञा થી—જેમકે, बूढ़ा–बुढ़ापा, लड़का–लड़कपन, पंडित–पंडिताई, मित्र–मित्रता, चोर–चोरी

( આ ) विशेषण થી–गर्म–गर्मी, सरल–सरलता, चतुर–चतुराई

( ઇ ) क्रिया થી–लड़ना–लड़ाई, चढ़ना–चढ़ाई, पढ़ना–पढ़ाई, सजाना–सजावट, मारना–मार, सीना–सिलाई.

ટીપ—सर्वनाम અને अव्यय ઉપર થી પણ બનેલાં કેટલાંક भाववाचक નામો જોવામાં આવે છે. જેમકે—अहं—अहंकार, तुल्य—तुल्यता, समान—समानता.

૪૯—'बड़ोंका आदर करो', 'गुणियोंकी पूजा होती है', 'यहां का जलवायु अच्छा है', 'हाँ में हाँ मिलाना', 'उनकी बड़ी वाह-वाह हुई' ઇત્યાદિ વાક્યોમાં बड़ों, गुणियों આ વિશેષણોનો પ્રયોગ નામની જગ્યાએ થયો છે. તેમજ यहाँ અને हाँ આ ક્રિયાવિશેષણો છે અને वाह-वाह विस्मयादिबोधक છે. આ અવ્યયોનો ઉપયોગ પણ અહીં નામને સ્થાને થયો છે.

---

# પ્રકરણ ૭મું

## નામોનું રૂપાંતર

### लिंग—જાતિ

**૫૦—लिंग** (જાતિ), **वचन.** અને **कारक** ને લીધે નામોમાં રૂપાંતર થાય છે. જેમકે,

घोड़ा—( पुँल्लिंग )  घोड़ी—( स्त्रीलिंग )
घोड़ा—( एकवचन ) घोड़े—( बहुवचन )
घोड़ा——  घोड़े पर ( अधिकरण कारक—
સાતમી વિભક્તિ )

### लिंग—જાતિ

**૫૧**—હિંદી ભાષામાં બેજ લિંગો છે. पुँल्लिंग અને स्त्रीलिंग. नपुंसक लिंग એટલે નાન્યતર જાતિ હિંદી ભાષામાં નથી. હિંદી ભાષામાં લિંગોનો પૂર્ણ નિર્ણય કરવો એ અઘરું છે. વ્યવહારમાં આવતા શબ્દોની જાતિ ધ્યાનમાં રાખવાથીજ એ જાણી શકાય છે. તથાપિ શબ્દના અર્થ અને રૂપ ઉપરથી ઘણીવાર લિંગનો નિર્ણય કરી શકાય છે. પ્રાણિવાચક શબ્દોની જાતિ, અર્થપ્રમાણે અને અપ્રાણિવાચક શબ્દોની જાતિ, રૂપ પ્રમાણે નક્કી થાય છે.

૫૨—જે પ્રાણિવાચક નામોથી જોડાં-યુગલ-નો બોધ થાય છે, તેમાંનાં પુરુષબોધક નામો पुँल्लिंग માં અને સ્ત્રીબોધક નામો स्त्रीलिंग માં હોય છે. જેમ કે, घोड़ा-घोड़ी, पुरुष-स्त्री, मोर-मोरनी. આમાં घोडा, पुरुष, मोर, આ શબ્દો પુંલ્લિંગમાં અને घोड़ी, स्त्री, मोरनी આ શબ્દો સ્ત્રીલિંગમાં છે.

## पुँल्लिंग

૫૩—નીચે આપેલા શબ્દો પુંલ્લિંગ હોય છે.

(૧) કેટલાક પ્રાણિવાચક શબ્દો—

पक्षी, उल्लू (ઘુવડ), भेड़िया (વરૂ), कौवा (કાગડો), खटमल (માકણ), चीता, कछुआ (કાચબો), तीतर, झींगुर (તમરૂં), छछूँदर (ચેંણ), बिच्छू, साँप, अजगर વગેરે.

(અ) बछरू, शिशु, केतरू (કુતરો અને કુતરી), दम्पती આ શબ્દો નર અને નારી વાચક હોવા છતાં पुँल्लिंग માંજ વપરાય છે.

(આ) बुलबुल શબ્દ બંને લિંગોમાં વપરાય છે.

(૨) કેટલાંક અનાજના નામો—

मटर (વટાણાં), उड़द, जौ, गेहूँ (ઘઉં), चना, गन्ना (શેરડી), तिल (તલ), बाजरा વગેરે.

અપવાદ—मक्का (મકાઇ), जुआर, मूँग (મગ), अरहर (તુવર), इमली (આમલી) આ નારીજાતીનાં છે.

(૩) પ્રવાહી પદાર્થો—

घी, तेल, दही, सिरका (સરકો), शरबत, अतर વગેરે.

અપવાદ—छाछ (છાશ) स्याही (શાહી) આ નારીજાતીનાં છે.

(૪) પહાડો, ગ્રહો, દિવસો, મહીનાઓ, ઝાડો, રત્નો અને ધાતુઓનાં નામો—हिमालय, विंध्याचल, चन्द्रमा, मंगल, सोमवार, बुधवार, चैत्र, वैशाख, आम, पीपल, बरगद (વડ), सोना, तांबा, सीसा, हीरा, पन्ना, मोती.

અપવાદ—चाँदी, निकल વિગેરે. કેટલાક पीतल ને પણ स्त्रीलिंग માં ગણે છે. मणि, चुन्नी, लालड़ी પણ સ્ત્રીલિંગજ છે.

( ૫ ) ધંધો બતાવનારા શબ્દો—

धोबी, दर्जी, नाई ( હજામ ) तेली ( ઘાંચી ) વગેરે.

( ૬ ) કેટલાંક સમુદાયવાચક નામો—

मंडल, दल, समूह, झुंड, कुटुंब, संघ, परिवार વગેરે.

અપવાદ—सभा, प्रजा, भीड़, सेना, फौज, टोली, सरकार વગેરે.

( ૭ ) વર્ણમાલાના इ, ई અને ऋ સિવાયના બધા વર્ણોનાં નામો પુંલ્લિંગ હોય છે.

સંસ્કૃત પુંલ્લિંગ શબ્દો—

( ૮ ) જે નામોના અંતમાં त्र હોય છે એવા સંસ્કૃત શબ્દો—

चित्र, क्षेत्र, चरित्र, शास्त्र, नेत्र, गोत्र, पुत्र, मित्र, पौत्र વગેરે.

( ૯ ) જે નામોના અંતમાં न આવે છે એવા સંસ્કૃત શબ્દો—

भरण, पालन, वाचन, पठन, दमन, वचन, लोचन વગેરે.

અપવાદ–पवन ઉભયલિંગ છે.

( ૧૦ ) જે નામોના અંતમાં ज ઉપપદ હોય છે:—

जलज, पंकज, मनसिज, पिंडज, उद्भिज વગેરે.

( ૧૧ ) જે ભાવવાચક નામોના અંતમાં त्व, त्य, व અથવા र्य હોય છે. कर्तृत्व, सत्व, नृत्य, कृत्य, सत्य, लाघव, शैशव, वैभव, आश्चर्य, तात्पर्य, माधुर्य વગેરે.

( ૧૨ ) જે સંસ્કૃત શબ્દોના અંતમાં आर, आद, आय અથવા आस હોય છે—विस्तार, आकार, विकार, प्रकार, आह्लाद, विषाद, प्रसाद, उपाय, अध्याय, उपाध्याय, उल्लास, विकास વગેરે.

અપવાદ—सहाय ઉભયલિંગ છે. आय સ્ત્રીલિંગ છે.

( ૧૩ ) નીચેના સ્ત્રીલિંગ સંસ્કૃત શબ્દો હિંદીમાં પુંલ્લિંગમાં વપરાય છે:—

देवता, व्यक्ति, तारा.

( ૧૪ ) જે ભાવવાચક નામોના અંતમાં ना, आव, पन અથવા पा હોય છે એવા શબ્દો—

आना, गाना, बहाना, चढ़ाव, बहाव, लड़कपन, बचपन, गुंडापन, बुढ़ापा વગેરે.

ઉર્દૂ પુંલ્લિંગ શબ્દો—

( ૧૫ ) જે શબ્દોના અંતમાં आब હોય છે—

गुलाब, हिसाब, जवाब, जनाब વગેરે.

અપવાદ—शराब, मिहराब, किताब, तरकीब, शब વગેરે.

( ૧૬ ) શકારાંત શબ્દો—

ताश, गोश, ग़श, जोश, होश, मेवाफ़रोश વગેરે.

અપવાદ—कोशिश, नालिश, लाश, तलाश, बख़्शिश.

( ૧૭ ) જે શબ્દોના અંતમાં आर કે आन આવે છે—

बाज़ार, इश्तिहार, इनकार, इक़रार, इम्तिहान, अहसान, मेहमान, मकान, सामान, आस्मान વગેરે.

અપવાદ—सरकार, तकरार, दुकान, ज़बान, कमान વગેરે.

( ૧૮ ) જેમના અંતમાં ह હોય છે—હિંદીમાં આ ह નો आ થઈને તે અંત્ય સ્વર સાથે મળી જાય છે. જેમકે, गुस्सा, रास्ता, चश्मा, किस्सा परदा વગેરે.

અપવાદ—दफ़ा.

( ૧૯ ) નીચેના શબ્દો પણ પુંલ્લિંગ છેઃ—

शरबत, दस्तख़त, दरख़्त, बंदोबस्त, वक़्त, तख़्त, मुहावरा, दग़ा, तावीज़, વગેરે.

( ૨૦ ) कोट, बूट, लेक्चर, हॅट, सोडा, केमरा વગેરે અંગ્રેજી શબ્દો પુંલ્લિંગમાં વપરાય છે.

## स्त्रीलिंग

૫૪—( ૧ ) કેટલાક પ્રાણિવાચક શબ્દો—

चील ( સમડી ), कोयल, बटेर, गिलहरी ( ખિસકોલી ), जौंक ( જળો ), दीमक ( ઉધઈ ), भेड़ ( ઘેટું ), चिड़िया.

( ૨ ) નદી, તિથિ, નક્ષત્ર, કરીઆણું અને ભોજનનાં નામો—

नदी—गंगा, गोदावरी, नर्मदा વગેરે.
तिथि—परिवा, दूज, तीज, चौथ વગેરે.
नक्षत्र—अश्विनी, कृत्तिका વગેરે.
કરીઆણું—लौंग, केसर, दालचीनी, વગેરે.
ભોજન—पूरी, रोटी, तरकारी, खिचड़ी, पकौड़ी વગેરે.
અપવાદ—सिन्धु, सोन, पुनर्वसु, हस्त, कपूर, भात, रायता, हलुआ વગેરે.

( ૩ ) નારી જાતિના સંસ્કૃત શબ્દો—
शाला, माला, भाषा, दया, निराशा વગેરે.
અપવાદ—तारा, देवता, व्यक्ति.

( ૪ ) ઈકારાંત નામો—
टोपी, शीशी, खाई વગેરે.
અપવાદ—पानी, घी, दही, मोती વગેરે.

( ૫ ) કેટલાંક તકારાંત નામો—
रात, बात, छत, नौबत, कसरत વગેરે.

( ૬ ) કેટલાંક ઊકારાંત નામો—
बालू, लू, दारू, बहू, झाड़ू વગેરે.

( ૭ ) લઘુતાવાચક આકારાંત નામો—
पुड़िया, ठिलिया, बुढ़िया, डिबिया, बिटिया વગેરે.

( ૮ ) અનુસ્વારાંત નામો—
सरसों ( સરસવ ) खड़ाऊँ ( પાવડી ).
અપવાદ—कोदों, गेहूँ.

( ૯ ) સકારાન્ત નામો—
प्यास, मिठास, रास ( લગામ ), बाँस, साँस.
અપવાદ—निकास, काँस.

( ૧૦ ) કેટલાંક ઈકારાંત ભાવવાચક નામો—
ग़रीबी, गर्मी, चालाकी, नवाबी, अमीरी.

( ૧૧ ) કૃદંતનાં અકારાંત નામો—

दौड़, छाप, चमक, पुकार, संभाल, मार, समझ વગેરે.

અપવાદ—खेल, नाच, मेल, बोल, बिगाड़, उतार.

( ૧૨ ) ભાવવાચક નામો, જેમના અંતમાં 'ट' 'वट' અથવા 'हट' આવે છે—मिलावट, घबराहट, सजावट, चिकनाहट, घड़घड़ाहट વગેરે.

( ૧૩ ) કૃદંતનાં કેટલાંક નકારાંત નામો—

रहन, जलन, सूजन, उलझन, पहचान.

અપવાદ—चलन, चाल-चलन ઉભયલિંગ છે.

( ૧૪ ) વર્ણમાલાના इ, ई અને ऋ વર્ણો.

( ૧૫ ) નીચે લખેલા સંસ્કૃત શબ્દો સંસ્કૃતમાં પુંલ્લિંગ અથવા નપુંસક લિંગ હોય છે પણ હિંદીમાં સ્ત્રીલિંગમાં વપરાય છે—

वास, गंध, सुगन्ध, संतान, शपथ, जय, देह, दाह, तान, औषध, इन्द्रिय, पुस्तक, आय, व्यय, राशि, निधि, विधि, उपाधि, समाधि, व्याधि, अग्नि, मृत्यु, वस्तु, आयु, वायु, आत्मा, महिमा, दारा વગેરે.

( ૧૬ ) विजय, विनय, समाज, तरंग, उमंग, पवन, शरण, श्वास, सामर्थ्य, सहाय, सन्तान, आत्मा વગેરે શબ્દો બંને લિંગોમાં વપરાય છે.

( ૧૭ ) सौंह ( શપથ ), बाँह અને बूँद આ શબ્દો હિંદીમાં સ્ત્રીલિંગમાં હોય છે. એમના મૂળ સંસ્કૃત શબ્દો પુંલ્લિંગ છે.

( ૧૮ ) અંગ્રેજીના નિમ્ન શબ્દો સ્ત્રીલિંગમાં વપરાય છે—

बोतल, डेस्क, इंजिन, कॉंग्रेस, कान्फरेंस, लिस्ट, लालटेन, पेन्सिल, रिपोर्ट, रेल, लैम्प, चिमनी, गिनी, डिक्शनरी, लायब्रेरी, सिगरेट, पुलिस, फीस વગેરે.

( ૧૯ ) ઘણા ખરા સામાસિક શબ્દોની જાતિ અંત્ય શબ્દના લિંગપ્રમાણે હોય છે. गौशाला ( स्त्री० ) माँ बाप ( पु० )

---

# પ્રકરણ ૮મું

## પુંલ્લિંગ શબ્દોપરથી સ્ત્રીલિંગ શબ્દો બનાવવાના નિયમો

૫૫—અકારાંત અને આકારાંત પુંલ્લિંગ શબ્દોના છેલ્લા સ્વરને બદલે ई લગાડવાથી—

गोप–गोपी, लड़का–लड़की गधा–गधी

नर–नारी अच्छा–अच्छी साहब–साहबा, साहिबा

देव–देवी बुरा–बुरी भतीजा–भतीजी

काकी, मामी, दादी, नानी, साली આ સ્ત્રીલિંગ શબ્દો આ રીતેજ બન્યા છે.

૫૬—હીનતા અથવા વહાલ બતાવવા માટે કોઈ કોઈ વખતે ई ને બદલે "इया" પ્રત્યય લાગે છે. જેમકે,

कुत्ता–कुतिया, बच्छा–बछिया, बेटा–बिटिया, बूढ़ा–बुढ़िया.

૫૭—હીનતા અથવા સૂક્ષ્મતાના અર્થમાં અપ્રાણિવાચક શબ્દોમાં ई અથવા इया પ્રત્યય લાગે છે. જેમકે,

रस्सा–रस्सी, लोटा–लुटिया, डिब्बा–डिबिया, गागर–गगरिया, गगरी.

૫૮—કેટલાક ધંધો બતાવનારા શબ્દોના અંત્યસ્વરમાં इन લગાડવાથી—

ग्वाला–ग्वालिन, तेली–तेलिन, लुहार–लुहारिन,

धोबी–धोबिन, चमार–चमारिन, जुलाहा–जुलाहिन.

૫૯—કેટલાક શબ્દોના અંતમાં इन, नी અથવા आनी પ્રત્યય લગાડવાથી-

बाघ–बाघिन, साँप–साँपिन, जाट–जाटनी,

मोर–मोरनी, रीछ–रीछनी, ऊँट–ऊँटनी,

हाथी–हाथनी, हिन्दू–हिन्दुनी, मेहतर–मेहतरानी,

सेठ–सेठानी, जेठ–जेठानी, देवर–देवरानी,

भव–भवानी.

૬૦—ઉપનામવાચક અથવા પદવીવાચક શબ્દોના અંત્ય સ્વર ને બદલે ' आइन ' પ્રત્યય લગાડવાથી—

चौबे–चौबाइन, बाबू–बबुआइन, दुबे–दुबाइन,
बनिया–बनियाइन, ठाकुर–ठकुराइन, लाला–ललाइन,
पाठक–पठकाइन.

૬૧—કેટલાક પુંલ્લિંગ શબ્દોનું સ્ત્રીલિંગ અનિયમિત હોય છે—

राजा–रानी, भाई–बहिन, बाप–माँ,
मियाँ–बीबी, साहब–मेम, ससुर–सास.

૬૨—કેટલાક શબ્દો રૂપમાં એક બીજાનાં જોડાં જેવા લાગે છે પણ તેમનો અર્થ ભિન્ન ભિન્ન હોય છે. જેમકે:—

साँड ( આખલો )—साँडनी ( ઊંટડી ).
डाकू ( ધાડપાડુ )—डाकिनी ( ડાકણ ).
भेड़ ( ઘેટું )—भेड़िया ( વરૂ ).

૬૩—કેટલાક પુંલ્લિંગ ઉર્દૂ શબ્દોનું સ્ત્રીલિંગ નીચે પ્રમાણે થાય છે—

( અ ) વ્યંજનાંત પુંલ્લિંગ શબ્દોના અંતમાં ' ह ' લગાડવાથી. જેમકે, वालिद–वालिदह ( वालिदा ), साहब–साहबह ( साहबा ).

( આ ) કેટલાક શબ્દોના અંતમાં म પ્રત્યય લગાડવાથી. જેમકે, ख़ान–ख़ानम, बेग–बेगम.

૬૪—એકજ લિંગવાળા શબ્દોવચ્ચે નર અને નારીનો ભેદ બતાવવામાટે આગળ नर અને मादा શબ્દો લગાડવામાં આવે છે. જેમકે, नर भेड़िया, मादा भेड़िया.

# પ્રકરણ ૯મું

## વચન

૬૫—હિંદીમાં બે વચન છે—एकवचन અને बहुवचन.

૬૬—**एकवचन** થી એક વસ્તુનો બોધ થાય છે. बहुवचन થી એક કરતાં વધારે વસ્તુઓનો બોધ થાય છે. આદર બતાવવા માટે વ્યક્તિ એક હોય તો પણ बहुवचन વપરાય છે. જેમકે, 'पिताजी आज बंबई से आए हैं।' 'रवीन्द्रनाथ हिन्दुस्तान के महान् कवि हैं।'

૬૭—હિંદીમાં નામનાં બહુવચનમાં બે જાતનાં રૂપો થાય છે. (૧) विभक्तिरहित बहुवचन અને (२) विभक्तिसहित बहुवचन. જેમકે, लड़का (एकवचन)—लड़के (बहुवचन). અહીં 'लड़के' આ વિભક્તિરહિત બહુવચનનું રૂપ છે. જ્યારે 'लड़कों को' આ 'लड़का' શબ્દનું વિભક્તિ સહિત બહુવચનનું રૂપ છે. કારકને લીધે આ વિકાર થાય છે. ગુજરાતીમાં એવો ફેરફાર થતો નથી.

૬૮—નામોનું વિભક્તિરહિત બહુવચન બનાવવાના નિયમોઃ—

### (क) पुँल्लिंग शब्द

विभक्तिरहित बहुवचन.

(૧) આકારાંત પુંલ્લિંગ નામો સિવાયનાં બીજાં બધાં પુંલ્લિંગ નામોનું રૂપ એકવચન અને બહુવચનમાં સરખુંજ રહે છે.

| | ए. व. | ब. व. |
|---|---|---|
| अकारान्त— | घर | घर |
| इकारान्त— | कवि | कवि |
| ईकारान्त— | हाथी | हाथी |
| उकारान्त— | साधु | साधु |
| ऊकारान्त— | डाकू | डाकू |
| एकारान्त— | चौबे | चौबे |
| ऐकारान्त— | बरवै | बरवै |
| ओकारान्त— | रासो | रासो |
| औकारान्त— | जौ | जौ |

૬૯—હિંદીમાં કેટલાંક આકારાંત નામોનું રૂપ બહુવચનમાં તેમજ વિભક્તિ સાથે પણ બદલાય છે અને કેટલાંકનું બદલાતું નથી. એવાં આકારાંત નામોને અનુક્રમે विकारी आकारान्त અને अविकारी आकारान्त કહે છે.

**विकारी आकारान्त पुँल्लिग शब्द—**

૭૦—विकारी આકારાન્ત પુંલિંગ નામોનું બહુવચન બનાવવા માટે અંત્ય आ ને બદલે ए લગાડવામાં આવે છે. જેમકે—

| | | |
|---|---|---|
| लड़का–लड़के, | घोड़ा–घोड़े, | बेटा–बेटे, |
| कपड़ा–कपड़े, | बकरा–बकरे, | गधा–गधे. |

૭૧—હિંદીમાં अविकारी आकारान्त શબ્દો નીચે લખ્યાપ્રમાણે હોય છે—

(૧) સંસ્કૃતના ऋकारान्त શબ્દો જે હિંદીમાં આકારાંત છે. જેમકે— पिता, माता, भ्राता, नेता, वक्ता વગેરે.

(૨) સંસ્કૃતના अन् પ્રત્યયાંત શબ્દો જે હિંદીમાં આકારાંત છે. જેમકે—राजा, ब्रह्मा, आत्मा, महिमा વગેરે.

(૩) સંસ્કૃતના सकारान्त શબ્દો જે હિંદીમાં આકારાંત છે. જેમકે— चन्द्रमा, वेधा વગેરે.

(૪) સંસ્કૃતનાં आकारान्त स्त्रीलिंग નામો. જેમકે—माला, शाला, दया વગેરે. ( સ્ત્રીલિંગ નામોનો વિચાર આગળ કરવામાં આવશે. )

(૫) સગપણ બતાવનાર કેટલાક आकारान्त શબ્દો— बाबा, नाना, चाचा, काका, दादा વગેરે.

(૬) અરબી અને ફારસીના કેટલાક શબ્દો— ख़ुदा, बला, हवा, सज़ा, दवा, कज़ा, दरिया, मियाँ વગેરે.

(૭) કેટલાક સ્થાનવાચક શબ્દો— गया, एशिया, अफ्रीका, अमरीका વગેરે.

અપવાદ—( અ ) राजा, महाराजा, पाठशाला, देवता, तारा ( नक्षत्र ), दादा, दुलहा, ज़र्रा, अदना, आला વગેરે શબ્દોનું विकारी રૂપ પણ કોઈક વખતે જોવામાં આવે છે.

( આ ) ઘણા આકારાંત સ્થાનવાચક શબ્દો વિકારી હોય છે. જેમકે—
पटना, आगरा, दरभंगा, पूना, कलकत्ता વગેરે.

૭૨—**अविकारी आकारान्त पुँल्लिंग** નામોનું એકવચન અને બહુવચનનું રૂપ સરખુંજ હોય છે. જેમકે—

एक भ्राता—अनेक भ्राता.
एक राजा—अनेक राजा.
एक चन्द्रमा—चार चन्द्रमा.

## ( ख ) स्त्रीलिंग शब्द

विभक्तिरहित बहुवचन

૭૩—**अकारान्त** સ્ત્રીલિંગ શબ્દોનું બહુવચન અંત્ય સ્વરને બદલે एं લગાડવાથી બને છે. જેમકે—

किताब-किताबें, बात—बातें; क़लम-क़लमें.
आँख-आँखें, गाय-गायें, चादर-चादरें વગેરે.

૭૪—**आकारान्त स्त्रीलिंग** શબ્દોમાં एँ લગાડવામાં આવે છે. જેમકે—

माता-माताएँ, अप्सरा-अप्सराएँ, शाला-शालाएँ.

૭૫—**इकारान्त** અને **ईकारान्त** સ્ત્રીલિંગ શબ્દોમાં ( અંત્ય ई ને હ્રસ્વ કરીને ) याँ લગાડવાથી, જેમકે—

तिथि-तिथियाँ, शक्ति-शक्तियाँ, रोटी-रोटियाँ.
लड़की-लड़कियाँ, स्त्री-स्त्रियाँ, नदी-नदियाँ, વગેરે.

૭૬—બાકીના સ્ત્રીલિંગ શબ્દોના અંત્ય સ્વર પછી एँ લગાડવાથી વિભક્તિરહિત બહુવચન થાય છે. **ऊकारान्त** શબ્દોમાં અંત્ય ऊ હ્રસ્વ થઈ જાય છે. જેમકે—

आशा-आशाएँ, लता-लताएँ, वस्तु-वस्तुएँ.
धेनु- धेनुएँ, बहू-बहुएँ, लू- लुएँ.
झाड़ू- झाड़ुएँ, हर्रे- हर्रेएँ, जै- जैएँ, गौ-गौएँ વગેરે.

૭૭—**याकारान्त** (लघुता वाचक) નામોના અંતમાં અનુસ્વાર લગાડીને. જેમકે—बुढ़ियाँ, खटियाँ, डिबियाँ, चिड़ियाँ, लठियाँ વગેરે.

૭૮—**सानुस्वार ओकारान्त** અને **औकारान्त** નામોમાં બહુવચનનું રૂપ બદલાતું નથી. જેમકે—सरसों-सरसों, दौं-दौं.

૭૯—જે **मनुष्यवाचक पुँल्लिंग** શબ્દોનાં એકવચન અને બહુવચનનાં રૂપો સરખાં હોય છે તેમનું બહુવચન બતાવવા માટે लोग, गण, वर्ग, जन, વગેરે શબ્દો લગાડવામાં આવે છે. જેમકે—

बाबू लोग, ऋषिगण, बन्धुवर्ग, गुरुजन, सज्जनवृन्द વગેરે.

૮૦—કેટલાક શબ્દોનો પ્રયોગ ઘણે ભાગે બહુવચનમાંજ થાય છે. જેમકે—प्राण, दाम, लोग, होश, दर्शन, आँसू, ओठ, हिज्जे (જોડણી) વગેરે.

૮૧—કેટલાક ઉર્દૂ શબ્દોનું બહુવચન નીચેપ્રમાણે થાય છે:—

(અ) 'आन' લગાડવાથી—मुर्ग़-मुर्ग़ान, ज़न-ज़नान, दोस्त-दोस्तान, साहब-साहबान, मालिक-मालिकान વગેરે.

(આ) અપ્રાણિવાચક નામોને 'हा' લગાડવાથી—

बार-बारहा, सद-सदहा, कूच-कूचहा વગેરે.

(ઇ) પ્રાણિવાચક પુંલ્લિંગ શબ્દોમાં ईन લગાડવાથી—

मुसलिम-मुसलमीन, हाज़िर-हाज़िरीन વગેરે.

(ઈ) 'आत' લગાડવાથી—

मस्तूर-मस्तुरात, ख़याल-ख़यालात, मुकद्दमा-मुकद्दमात,
मकान-मकानात, कागज़-कागज़ात, दिह-दिहात (ગામડાં).

(ઉ) કેટલાક ઉર્દૂ શબ્દોનું બહુવચન અનિયમિત થાય છે. જેમકે—

हाकिम-हुक्काम, किताब-कुतुब, मसजिद-मसाजिद,
हुक्म-अहकाम, क़ायदा-क़वाइद, अमीर-उमरा,
ख़बर-अख़बार, वली-औलिया, हर्फ़-हुरूफ़,
लफ़्ज़-अल्फ़ाज़, वज़ीर-उज़रा, शरीफ़-अशराफ़.

( ઊ ) કેટલાક અરબી, ફારસી શબ્દોના બહુવચનનું ફરીથી બહુવચન થાય છે. એને 'जमा-उल्जमा' કહે છે. જેમકે—

दवा—अदविया—अदवियात ( દવાઓ )
लाज़िमा—लवाज़िमा—लवाज़िमात ( જરૂરી ચીજો )
जौहर—जवाहिर—जवाहिरात ( ઝવેરાત )
इस्म—इस्माऽ—आसामी ( આસામી—વ્યક્તિ )

( એ ) કેટલાક ઉર્દૂના બહુવચનાન્ત શબ્દો હિંદીમાં એકવચનમાંજ આવે છે. જેમકે—आसामी, अशराफ़, अख़बार, कवाइद, वारिदात, तहक़ीकात વગેરે.

( ઐ ) सौदा, दरिया, मियाँ ઇત્યાદિ શબ્દો બહુવચનમાં બદલાતા નથી.

---

# પ્રકરણ ૧૦મું

## નામોનાં એકવચન અને બહુવચનની રૂપાવલી

| पुँल्लिंग | एकवचन | बहुवचन | ફેરફાર |
|---|---|---|---|
| अकारान्त | बालक | बालक | ० |
| आ ,, ( विकारी ) | लड़का | लड़के | ए |
| आ ,, ( अविकारी ) | पिता | पिता | ० |
| इ ,, | कवि | कवि | ० |
| ई ,, | माली | माली | ० |
| उ ,, | गुरु | गुरु | ० |
| ऊ ,, | डाकू | डाकू | ० |
| ए ,, | चौबे | चौबे | ० |
| ऐ ,, | बवैं | बवैं | ० |
| ओ ,, | रासो | रासो | ० |
| औ ,, | जौ | जौ | ० |

| स्त्रीलिंग | एकवचन | बहुवचन | ફેરફાર |
|---|---|---|---|
| अकारान्त | बहिन | बहिनें | (अ)–एँ |
| आ ,, | शाला | शालाएँ | + एँ |
| या ,, | चिड़िया | चिड़ियाँ | + ँ |
| इ ,, | शक्ति | शक्तियाँ | + याँ |
| ई ,, | नदी | नदियाँ | (ई–इ) + याँ |
| उ ,, | वस्तु | वस्तुएँ | + एँ |
| ऊ ,, | बहू | बहुएँ | (ऊ–उ) + एँ |
| ए ,, | हर्रे | हर्रेएँ | + एँ |
| ऐ ,, | जै | जैएँ | + एँ |
| ओ ,, | ० | ० | ० |
| ऒं ,, | सरसों | सरसों | ० |
| औ ,, | गौ | गौएँ | + एँ |

# પ્રકરણ ૧૧ મું

## कारक

૮૨—નામ અથવા સર્વનામનો વાક્યની ક્રિયા (અથવા ધાતુજ) સાથે જે સંબંધ હોય છે તેને कारक કહે છે. જેમકે—रानी ब्राह्मण को दान देती है । એમાં 'આપવાની' ક્રિયા રાણી કરે છે એટલે रानी શબ્દ મૂળ રૂપમાંજ હોવા છતાં कर्ताकारक માં છે એમ કહેવાય છે. 'देती है' આ ક્રિયાનું કર્મ 'दान' છે એટલે 'दान' શબ્દ મૂળ રૂપમાં હોવા છતાં कर्म कारक માં છે. દાન બ્રાહ્મણને અપાય છે એટલે 'ब्राह्मण को' એ संप्रदान कारक માં છે. અહીં ब्राह्मण શબ્દનું મૂળરૂપ બદલાઈને ક્રિયાસાથે સંબંધ બતાવવા માટે 'ब्राह्मण को' એમ થઈ ગયું છે.

૮૩—**कारक** સૂચિત કરવા માટે એટલે ક્રિયાપદ જોડે અન્વય દર્શાવવા સારૂ નામ અથવા સર્વનામને જે પ્રત્યય લાગે છે તેને विभक्ति કહે છે.

ટીપ—અનેક હિંદી વૈયાકરણો, નામ અથવા સર્વનામના જે રૂપથી તેનો સંબંધ વાકયના બીજા કોઈ શબ્દ જોડે પ્રકટ થાય છે તે રૂપનેજ **कारक** કહે છે. ઘણા લોકો कारकनेज विभक्ति સમજે છે. પણ विभक्ति એ कारक દર્શાવનાર પ્રત્યય છે. ( જુઓ અનુવાક ૯૫–ટીપ ).

૮૪—હિંદીમાં ગુજરાતી પ્રમાણે પહેલી, બીજી, ત્રીજી એવી વિભક્તિઓ કહેવામાં આવતી નથી.

૮૫—**कारक-प्रत्ययसहित** શબ્દને **पद** કહે છે. જેમકે—राम ने, घर पर, मेज़ पर એ ' पद ' છે.

૮૬—હિંદીમાં આઠ **कारक** છે. તેમનાં નામો અને વિભક્તિઓ નીચે પ્રમાણે છે:—

| | कारक | विभक्ति |
|---|---|---|
| ( १ ) | कर्त्ता | ०, ने |
| ( २ ) | कर्म | ०, को |
| ( ३ ) | करण | से |
| ( ४ ) | सम्प्रदान | को |
| ( ५ ) | अपादान | से |
| ( ६ ) | सम्बन्ध | का, के, की |
| ( ७ ) | अधिकरण | में, पर, पै |
| ( ८ ) | सम्बोधन | ० |

૮૭—( ૧ ) **कर्ताकारक**—નામના અથવા સર્વનામના જે અન્વયથી ક્રિયાના કરનારનો બોધ થાય છે તેને कर्ताकारक કહે છે. જેમકે—लड़का पढ़ता है । गुरु ने शिष्य को पढ़ाया । આ વાકયોમાં ' लड़का ' અને ' गुरु ने ' कर्ताकारक માં છે. પ્રથમ વાકયમાં लड़का શબ્દ સાથે કોઈ વિભક્તિ નથી. અને બીજા વાકયમાં गुरु શબ્દને ' ने ' વિભક્તિ લગાડવામાં આવી છે. સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે અહીં કર્તા તૃતીયા વિભક્તિ માં છે.

૮૮—( ૨ ) **कर्मकारक**—જે વસ્તુ ઉપર ક્રિયાના વ્યાપારનું ફળ પડે છે તે દર્શાવનાર નામના રૂપને ' कर्मकारक ' કહે છે. કર્મકારકની વિભક્તિ ' को ' છે. કોઈક વખતે ' को ' નો લોપ થઈ જાય છે. જેમકે—राम आम

खाता है । राम ने रावण को मारा । આ વાક્યોમાં ' आम ' અને ' रावण को ' આ બંને कर्मकारक માં છે.

ટીપ—' **राम से कहो** ' આ વાક્યમાં राम को कहो ને બદલે राम से कहो એવો પ્રયોગ થયો છે.

૮૯—( ३ ) **करणकारक**—નામના જે રૂપથી ક્રિયાના સાધનનો બોધ થાય છે તેને करणकारक કહે છે. જેમકે वह क़लम से लिखता है ।

करणकारक ની ' से ' વિભક્તિ છે.

૯૦—( ४ ) **संप्रदानकारक**—જેને માટે કોઈ ક્રિયા કરવામાં આવે છે તેનો બોધ કરાવનાર નામના રૂપને संप्रदानकारक કહે છે. જેમકે—रानी ने ब्राह्मण को दान दिया । लड़का पढ़ने को गया है । संप्रदान કારકની વિભક્તિ ' को ' છે.

૯૧—(५) **अपादानकारक**—નામના જે રૂપથી પૃથક્ત્વ, વિભાગ અથવા અંતર સૂચિત થાય છે તેને अपादानकारक કહે છે. अपादानकारक ની વિભક્તિ ' से ' છે. करणकारक ના ' से ' થી સાધન સૂચિત થાય છે. જ્યારે अपादानकारक ના ' से ' થી પૃથક્ત્વનો બોધ થાય છે. જેમકે—बंबई से दिल्ली ९६१ मील दूर है । गंगा हिमालय से निकलती है । वह कुत्ते से डरता है ।

૯૨—( ६ ) **सम्बन्धकारक**—નામના જે રૂપ થી કોઈ એક વસ્તુનો સંબંધ બીજી કોઈ વસ્તુ સાથે પ્રકટ થાય છે તેને सम्बन्धकारक કહે છે. सम्बन्धकारक ની ' का ' ' के ' ' की ' આ ત્રણ વિભક્તિઓ છે. જેમકે, ' मज़दूर का लड़का ' ' राजा के घोड़े ' ' वसिष्ठ की गाय ' ' घोड़े की टाँगें '.

૯૩—**सम्बन्धकारक** નું રૂપ, संबंधी શબ્દના લિંગ, વચન, અને કારક-પ્રમાણે બદલાય છે.

( અ ) **सम्बन्धी** શબ્દ પુંલ્લિંગ એકવચનાંત અને વિભક્તિરહિત હોય તો संबंधकारक ની ' का ' વિભક્તિ આવે છે. જેમકે, ' **राम का लड़का जाता है** ' આ વાકયમાં संबंधी શબ્દ ' लड़का ' પુંલ્લિંગ એકવચનાંત અને વિભક્તિરહિત છે.

(આ) **सम्बन्धी** શબ્દ પુંલ્લિંગ બહુવચનાન્ત હોય અથવા વિભક્તિસહિત એકવચનાંત હોય તો संबंधकारक ની 'के' વિભક્તિ આવે છે. જેમકે—

(૧) राजा **के** घोड़े दौड़े। (घोड़े પુંલ્લિંગ બહુવચન).

(૨) नौकर राजा **के** घोड़ों को दाना खिलाता है। (**घोड़ों** को સવિભક્તિક પુંલ્લિંગ, બહુવચન).

(૩) नौकर राजा **के** घोड़े को दाना खिलाता है। (घोड़े को પુંલ્લિંગ, વિભક્તિસહિત એકવચન).

(ઈ) **सम्बन्धी** શબ્દ જો સ્ત્રીલિંગમાં હોય તો सम्बन्धकारक ની 'की' વિભક્તિ આવે છે. જેમકે,

(૧) किसान **की** कन्या गाती है।

(૨) किसान **की** कन्या का विवाह हो गया।

(૩) किसान **की** गौएं चरती हैं।

૯૪—(૭) **अधिकरणकारक**—નામના જે રૂપથી ક્રિયાના આધારનો બોધ થાય છે તેને अधिकरणकारक કહે છે. अधिकरणकारकની 'में, पर અને पै' આ ત્રણ વિભક્તિઓ છે. જેમકે—

'मछली पानी में रहती है।' 'चिड़िया पेड़ पर बैठी है।' 'हम सुपूत भारतमाता पै बारबार बलि जावें।'

૯૫—(૮) **संबोधनकारक**—નામના જે રૂપથી કોઈને સાવચેત કરવાનો અથવા બોલાવવાનો બોધ થાય છે તેને संबोधन कारक કહે છે.

**संबोधनकारक** માટે કોઈ **विभक्ति** નથી. તે પ્રકટ કરવામાટે हे, अजी, अहो, अरे વગેરે અવ્યયો શબ્દની પૂર્વે આવે છે, જેમકે—

राम, मेरी बात सुनो। हे दुष्ट, तू पाप से नहीं डरता। अरे गोपाल, तू कहाँ जा रहा है।

ટીપ—સંસ્કૃત વૈયાકરણો **सम्बन्ध** અને **सम्बोधन** ને કારકોમાં ગણત નથી કારણકે તેમનો ક્રિયાની સાથે કોઈ સંબંધ હોતો નથી.

# પ્રકરણ ૧૨મું

## કારકવિચાર

૯૬—હિંદીમાં કારકોના પ્રત્યયો ( વિભક્તિઓ ) શબ્દોની સાથે જોડીને લખવામાં આવતા નથી, પૃથક્ લખવામાં આવે છે. જેમકે, **राम का भाई** । रामका भाई આ રીતે લખાતું નથી.

૯૭—સર્વનામોની વિભક્તિઓ સર્વનામોની સાથે જોડીનેજ લખવામાં આવે છે. જેમકે—**उसने** नौकर को बुलाया । **मैंने** दूध पिया ।

૯૮—હિંદીમાં વિભક્તિઓ એકવચન અને બહુવચનમાં સરખીજ હોય છે. જેમકે, नदी **का** पानी, नदियों **का** पानी ।

૯૯—વિભક્તિનો યોગ થયા પહેલાં શબ્દમાં જે રૂપાંતર થાય છે તેને विकृत रूप અથવા सामान्य रूप કહે છે. જેમકે, कर्ताकारक ની ‘ ने ’ વિભક્તિ લાગ્યા પહેલાં लड़का શબ્દના એકવચનમાં लड़के અને બહુવચનમાં लड़कों એવી विकृति અથવા રૂપાંતર થાય છે. અને ત્યારપછીજ लड़के ने અને ‘ लड़कों ने ’ એવાં રૂપો બને છે.

૧૦૦—**कर्ताकारक**—કર્તા બે જાતના હોય છે–प्रधान અથવા उक्त અને अप्रधान અથવા अनुक्त. राम पुस्तक पढ़ता है । सीता ग्रंथ पढ़ती है । આ વાક્યોમાં राम અને सीता આ શબ્દો प्रधान અથવા उक्त કર્તા છે; राम ने पुस्तक पढ़ी, सीता ने ग्रंथ पढ़ा આ વાક્યોમાં कर्ता अप्रधान અથવા अनुक्त છે. कर्ता જ્યારે प्रधान હોય છે ત્યારે તેને વિભક્તિ લગાડવામાં આવતી નથી, અને જ્યારે अप्रधान હોય ત્યારે ‘ ने ’ વિભક્તિ લાગે છે. સાધારણ રીતે अनुक्त कर्ता सकर्मक ક્રિયાના ભૂતકાલમાંજ આવે છે.

૧૦૧—**कर्मकारक**–कर्मकारक ની ‘ को ’ વિભક્તિ સાધારણરીતે પ્રાણિ–વાચક કર્મોની સાથે આવે છે. જેમકે—राम कुत्ते को मारता है । राम आम खाता है । આ વાક્યમાં आम પ્રાણિવાચક કર્મ નથી.

૧૦૨—**अधिकरणकारक**—વિભક્તિઓ સાધારણ રીતે છેલ્લે આવતા પ્રત્યયો છે. છતાં પણ अधिकरणकारक ની વિભક્તિ પછી કોઈ કોઈ વખતે सम्बन्ध અથવા अपादानकारक ની વિભક્તિઓ વપરાય છે. જેમકે—

लोटे में का पानी ( લોટામાંનું પાણી ).
कुएँ पर से ( કુઆ પર થી ).

૧૦૩—અપ્રાણિવાચક શબ્દો સાથેની વિભક્તિઓનો, कर्म, करण, संप्रदान અને अधिकरण કારકોમાં ઘણી વખતે લોપ થઈ જાય છે. જેમકે—

**कर्मकारक**—वह आम ( को ) खाता है ।

**करणकारक**—न आँखों ( से ) देखा न कानों ( से ) सुना ।

**संप्रदानकारक**—वह नदी में तैरने ( को ) गया ।

**अधिकरणकारक**—इस साल ( में ) बहुत वर्षा हुई । शाम तक मैं घर ( पर ) ही रहूँगा ।

૧૦૪—વિભક્તિની જગ્યાએ આવનારાં કેટલાંક અવ્યયોઃ—વિભક્તિઓની જગ્યાએ કોઈ કોઈ વખતે નીચે લખેલાં સંબંધસૂચક અવ્યયો આવે છે—

( १ ) **कर्मकारक**—प्रति, तईं—राम के प्रति.

( २ ) **करणकारक**—द्वारा, करके, ज़रिए, कारण, मारे, हेतु—आलस्य के हेतु, ज्ञान द्वारा, भूख के मारे, कृपा करके, रस्सी के ज़रिए.

( ३ ) **संप्रदानकारक**—लिए, हेतु, निमित्त, अर्थ, वास्ते–राजा के लिए, धर्म के हेतु, भरत के निमित्त, राम के वास्ते.

( ४ ) **अपादानकारक**—अपेक्षा, बनिस्बत, सामने, आगे, साथ--उसकी अपेक्षा यह बड़ा है । गोपाल की बनिस्बत श्याम होशियार है । मकान के सामने, सूर्य के आगे दीपक.

( ५ ) **अधिकरणकारक**—मध्य, बीच, भीतर, अन्दर, ऊपर—महल के मध्य, सभा के बीच, घर के भीतर, घर के अंदर, सिर के ऊपर.

ટીપ—ઉપરના દાખલાઓ પરથી જોઈ શકાય છે કે अपेक्षा અને बनिस्बत આ બે અવ્યયો સિવાયનાં બીજાં બધાં સંબંધસૂચક અવ્યયો પૂર્વે के પ્રત્યય આવે છે. જ્યારે ગુજરાતીમાં આવાં અવ્યયો પહેલાં 'ની' પ્રત્યય આવે છે. જેમકે, ઘરની અંદર, મારી આગળ, સભાની વચ્ચે, મહેલની સામે વગેરે.

---

(११) कई एक—कई एक दिनों के बाद।
(१२) अधिक—तुमसे वह अधिक विद्वान् है।
(१३) ज़्यादह—मैं ज़्यादह दिन न रहूँगा।
(१४) कम—उसके पास बहुत कम धन है।
(१५) आदि—व्यास, वाल्मीकि आदि ऋषि।
(१६) फ़लाना—फ़लाना आदमी मुझे कहता था।

**१६१—परिमाणबोधक विशेषण—**

परिमाणबोधक विशेषण થી વસ્તુના માપ, તોલ અથવા પરિમાણનો બોધ થાય છે. તેના બે ભેદ છે.

(અ) निश्चित परिमाणवाचक—दो मन घी। चार गज रेशम। दस एकड़ जमीन।

(આ) अनिश्चित परिमाणवाचक—बहुत पानी, थोड़ा दूध।

१६२—अनिश्चित संख्यावाचक વિશેષણો જ્યારે વસ્તુના માપ, તોલ, પરિમાણ વગેરે નો બોધ કરાવે છે ત્યારે परिमाणवाचक विशेषण ગણાય છે. જેમકે—बहुत लोग (अनिश्चित संख्यावाचक), बहुत दूध (अनिश्चित परिमाणबोधक).

ટીપ—આ વિશેષણો એકવચનાંત નામની સાથે परिमाणवाचक અને બહુવચનાંત નામની સાથે संख्यावाचक વિશેષણો થાય છે. જેમકેઃ-सब आदमी, कुछ फल, बहुत पुस्तकें, थोड़े घोड़े, सब कपड़े વગેરેમાં सब, कुछ, बहुत, थोड़े अनिश्चित संख्यावाचक વિશેષણો છે. પરંતુ सब दूध, कुछ काम, बहुत वक्त, थोड़ा समय વગેરેમાં આ વિશેષણો परिमाणवाचक છે.

१६३—જે નામથી પરિમાણનો બોધ થાય છે તેને ' ओं ' જોડવાથી તેનો परिमाणबोधक विशेषण પ્રમાણે પ્રયોગ થાય છે. જેમકેઃ–ढेर–ढेरों आम, मन–मनों घी, गाड़ी–गाडियों फल.

१६४—थोडा बहुत, बहुत कुछ, આવી રીતે કેટલાંક परिणामवाचक વિશેષણો એકીસાથે પણ આવે છે. જેમકે—थोड़ा बहुत धन, बहुत कुछ आदमी।

૧૬૫—परिमाणबोधक નામની સાથે भर પ્રત્યય લગાડવાથી પરિમાણનો બોધ થાય છે. જેમકે—मनभर घी, तोलेभर सोना, गैलनभर पेट्रोल, हाथभर कपड़ा।

## ( ३ ) सार्वनामिक विशेषण

૧૬૬—पुरुषवाचक અને निजवाचक સર્વનામો સિવાય બીજાં બધાં સર્વનામો જ્યારે નામો સાથે આવે છે ત્યારે તેમનો પ્રયોગ વિશેષણ તરીકે થાય છે. જેમકે—यह मकान किस का है? वह लड़का होशियार लगता है। वे किस शहर में रहते हैं। આ વાક્યોમાં 'यह' 'वह' અને 'किस' सार्वनामिक વિશેષણો છે. આ શબ્દો જ્યારે વાક્યોમાં એકલા આવે છે ત્યારે સર્વનામો કહેવાય છે.

૧૬૭—सार्वनामिक विशेषण ના मूल અને यौगिक એવા બે ભેદ છે.

( અ ) રૂપાંતર થયા વિના જે સર્વનામ નામ સાથે આવે છે તે मूल सार्वनामिक વિશેષણ કહેવાય છે. જેમકે—
वह किताब, यह लड़का, कोई आदमी, कुछ काम।

( આ ) यौगिक સર્વનામો मूल સર્વનામોથી બનેલાં છે. જેમકે—
ऐसा, जैसा, वैसा.

આ સર્વનામો यह, जो અને वह સર્વનામોથી બન્યાં છે.

૧૬૮—થોડાંક सार्वनामिक વિશેષણો નીચે આપવામાં આવ્યાં છે.

| मूल सर्वनाम | रूपांतर | | यौगिक सर्वनाम | |
|---|---|---|---|---|
| | एकवचन | बहुवचन | गुणवाचक | परिमाण-वाचक |
| यह | इस | इन | ऐसा | इतना |
| वह | वह | उन | वैसा | उतना |
| सो | तिस | तिन | तैसा | तितना |
| जो | जिस | जिन | जैसा | जितना |
| कौन | किस | किन | कैसा | कितना |

कौन—कौन मनुष्य, कौन जानवर, कौन देश।

कोई—कोई आदमी, कोई प्राणी।

ટીપ—कौन અથવા कोई સાથે 'सा' પ્રત્યય ઘણી વખત લગાડવામાં આવે છે. જેમકે—कौनसा आदमी।

क्या—क्या बात, क्या काम, क्या नाम, क्या कारण।

कुछ—कुछ बात, कुछ काम, कुछ फ़िक्र।

जो, सो—जो घड़ी तुम लाए थे सो टूट गई है।

## १६९—यौगिक सार्वनामिक विशेषण

यौगिक सार्वनामिक વિશેષણોની સાથે જ્યારે નામ (વિશેષ્ય) હોતું નથી ત્યારે તે વિશેષણોનો પ્રયોગ, નામની જેમ થાય છે. જેમકે—

> **जैसे** को **तैसा** मिले। **इतने** में वर्षा पड़ने लगी।
> **जितना** मैंने उसे दिया, **उतना** उसने ख़र्च कर दिया।
> આ વાકયોમાં जैसे काम को–तैसा फल, इतने समय में, जितना धन, उतना धन એવો અર્થ છે.

१७०—નીચે કેટલાંક यौगिक सार्वनामिक વિશેષણોનાં ઉદાહરણો આપવામાં આવ્યા છે:—

निज—निज देश, निज भाषा।

पराया—पराया माल।

इतना—इतनी ठंड, इतने विद्वान् लोग।

कितना—कितने ही दिनों बाद, कितना यश, कितना आनंद।

कैसा—कैसा तेज, कैसी नम्रता।

जैसा, वैसा—जैसा देश, वैसा भेष।

ऐसा—ऐसा देश ढूँढे भी न मिलेगा।

१७१—અનુવાક (१६६) માં લખ્યા પ્રમાણે પુરુષવાચક અને નિજવાચક સર્વનામોનો ઉપયોગ હિંદીમાં વિશેષણ તરીકે થતો નથી. 'मेरा पाठ' 'उसकी किताब' 'तुम्हारा मकान' વગેરે પ્રયોગોમાં 'मेरा,' 'उसका,

'तुम्हारा' આ સાર્વનામિક વિશેષણો નથી, તેમજ 'वह अपना पाठ पढ़ता है', 'मैं अपनी गाय ले जाता हूँ', 'तुम अपने कपड़े संभालो' આ વાકયોમાં પણ 'अपना' 'अपनी' અને 'अपने' આ વિશેષણો નથી.

૧૭૨—ગુજરાતીમાં 'હું મારો પાઠ લખું છું' અથવા 'હું પોતાનો પાઠ લખું છું' આમ બોલાય છે. પરંતુ હિંદીમાં मैं मेरा पाठ लिखता हूँ' આ પ્રયોગ અશુદ્ધ ગણાય છે. તેની જગ્યાએ 'मैं अपना पाठ लिखता हूँ' એવું હોવું જોઈએ. નીચેનાં વાકયો પર થી આ ભેદ સ્પષ્ટ થઈ જશે—

(૧) હું મારૂં (પોતાનું) કામ કરૂં છું—मैं अपना काम करता हूँ।

(૨) અમે અમારાં (પોતાનું) કપડાં સિવડાવીએ છીએ—हम अपने कपड़े सिलाते हैं।

(૩) તું તારી (પોતાની) તબીયત સાચવજે—तू अपनी तबीयत संभालना।

(૪) તમે તમારી (પોતાની) ચોપડીઓ લઈ આવો—तुम अपनी किताबें ले आओ।

(૫) તે તેને (પોતાને) ઘરે ગયો—वह अपने घर गया।

(૬) તેઓ તેમની (પોતાની) દુકાનો બંધ કરતા હતા—वे अपनी दूकानें बन्द करते थे।

---

# પ્રકરણ ૧૮મું

## વિશેષણોની તુલના

૧૭૩—તુલનાના વિચારથી વિશેષણોની ત્રણ અવસ્થાઓ હોય છે—:

(૧) मूल अवस्था અથવા स्वरूपावस्था, (૨) उत्तरावस्था અથવા आधिक्यबोधक अवस्था અને (૩) उत्तमावस्था અથવા अतिशयबोधक अवस्था.

૧૭૪—मूल अवस्था—મૂળ અવસ્થામાં તુલના થતી નથી. જેમકે—अच्छा लड़का। नीला आकाश।

૧૭૫—જ્યારે બે વસ્તુઓમાં ન્યૂનતા અથવા અધિકતાની તુલના થાય

છે ત્યારે વિશેષણની उत्तरावस्था હોય છે. જેમકે—राम से गोपाल अधिक होशियार है। मुझसे वह अधिक चालाक है।

૧૭૬—જ્યારે બે કરતાં વધારે વસ્તુઓની તુલના થાય છે અને તેમાંની એકને શ્રેષ્ઠતા આપવી હોય ત્યારે વિશેષણ उत्तमावस्था માં હોય છે. જેમકે-यह सबसे अच्छा लड़का है। अशोक सब राजाओं से अच्छा राजा था।

૧૭૭—જે નામ અથવા સર્વનામસાથે તુલના કરવામાં આવે છે તેની સાથે अपादानकारक નો 'से' પ્રત્યય, 'की अपेक्षा' અથવા 'की बनिस्बत' નો પ્રયોગ થાય છે. જેમકે—

(१) राम से लक्ष्मण छोटा था। (२) अर्जुन की अपेक्षा (की बनिस्बत) कर्ण बड़ा योद्धा था।

૧૭૮—વિશેષણની પૂર્વે કોઈ કોઈ વખત 'अधिक', 'कम', 'बढ़कर', 'उतर कर' પણ લગાડવામાં આવે છે. જેમકે:—

शिष्य गुरु से अधिक होशियार निकला। वह उससे भी बढकर चालाक है।

૧૭૯—સર્વોત્તમતા સૂચિત કરવા માટે વિશેષણ પહેલાં सबसे લગાડવામાં આવે છે. જેમકે—

सबसे अच्छा लड़का, सबसे ऊँचा मकान।

ટીપ—સંસ્કૃતના 'तर' અને 'तम' પ્રત્યયો પણ હિંદીમાં પ્રચલિત છે.

૧૮૦—સમાનતાના અર્થમાં 'सा' વાપરવામાં આવે છે. જેમકે—

वह पत्थर सा कठोर था।

૧૮૧—અધિકતા બતાવવા માટે ઘણી વખત વિશેષણની પુનરુક્તિ કરવામાં આવે છે. જેમકે—

बड़ी बड़ी आँखें, गरम गरम पकौड़े, हरी हरी घास।

૧૮૨—વિશેષણનું પણ વિશેષણ હોય છે. જેમકે—

बड़ी लम्बी सफ़र, बहुत सूक्ष्म कीटाणु।

---

# પ્રકરણ ૧૯મું

## વિશેષણોનું રૂપાંતર

૧૮૩—વિશેષણો નામોની વ્યાપ્તિ મર્યાદિત કરે છે, તેથી વાકયમાં તેનો સંબંધ મુખ્યભાગે નામ સાથેજ હોય છે. એટલે વ્યાકરણમાં પદ-પરિચય (Parsing) કરાવતી વખતે વિશેષણોનાં લિંગ, વચન અને કારકો, નામનાં લિંગ, વચન, કારકો પ્રમાણેજ ગણવામાં આવે છે. વાસ્તવિક રીતે કેટલાંક सार्वनामिक વિશેષણો અને आकारांत વિશેષણો સિવાય બીજાં વિશેષણોમાં નામનાં લિંગ, વચન અને કારકને લીધે કોઈ વિકાર ( રૂપાંતર ) થતો નથી.

**૧૮૪—सार्वनामिक** વિશેષણોનું રૂપાંતર—

( અ ) मूल सार्वनामिक

( ૧ ) क्या અને कुछ આ सार्वनामिक વિશેષણોમાં विभक्त्यन्त નામને લીધે કોઈ ફેરફાર થતો નથી, જેમકે—

यह क्या काम की चीज़ है। अब कुछ चिन्ता की ज़रूरत नहीं।

( ૨ ) यह, वह, सो, जो, कौन, कोई વગેરે सार्वनामिक વિશેષણો પછી विभक्त्यन्त विशेष्य આવે તો બંને વચનોમાં ફેરફાર થઈ જાય છે. જેમકે:—

| | | | |
|---|---|---|---|
| यह— | **यह** किताब— | **इस** किताब में— | **इन** किताबों में |
| वह— | **वह** नदी— | **उस** नदी का जल— | **उन** नदियों का जल |
| सो— | **सो** देश— | **तिस** देश का— | **तिन** देशों का |
| जो— | **जो** आदमी— | **जिस** आदमी ने— | **जिन** आदमियों ने |
| कौन— | **कौन** प्राणी— | **किस** प्राणी का चमड़ा— | **किन** प्राणियों का चमड़ा |
| कोई— | **कोई** बात— | **किसी** बात पर— | **किसी** बातों पर |
| कोई— | **कोई** कारण— | **किसी** कारणसे— | **किसी** कारणों से |

ટીપ—( ૧ ) ‘ कोई ’ सार्वनामिक વિશેષણના બહુવચનનું વિકૃત રૂપ કેટલાક ‘ किन्हीं ’ કરે છે. પણ તે શિષ્ટસંમત નથી.

( ૨ ) सार्वनामिक વિશેષણોમાં વિશેષ્યના લિંગને લીધે કોઈ ફેરફાર થતો નથી. જેમકે—

वह लड़का— वह लड़की— पुँल्लिंग, स्त्रीलिंग

वे लड़के— वे लड़कियां— ,, ,,

उस लड़केने— उस लड़की ने— ,, ,,

उन लड़कों ने—उन लड़कियों ने—,, ,,

( ૩ ) ઉપર ' कोई ' सार्वनामिक વિશેષણનો किसी कारणों से એવો બહુ-વચનાન્ત વિશેષ્ય સાથે પ્રયોગ દાખવ્યો છે, પરંતુ ' कोई ' શબ્દના વિકૃત રૂપની દ્વિરુક્તિથી બહુવચનનો બોધ થાય છે, અને વિશેષ્ય માત્ર એકવચનમાંજ વપરાય છે. જેમકે—

बहुतसे तपस्वी वहाँ आये थे। उनमें से किसी किसी तपस्वी ने मुझे पहचाना।

( આ ) **यौगिक सार्वनामिक विशेषण**

यौगिक सार्वनामिक વિશેષણો मूल સર્વનામોથી બનેલાં હોય છે. જેમકે-

यह—ऐसा—इतना—इस सरीखा

वह—वैसा—उतना—उस सरीखा

सो—तैसा—तितना—तिस सरीखा

जो—जैसा—जितना—जिस सरीखा

कौन—कैसा—कितना

**૧૮૫**—यौगीक सार्वनामिक વિશેષણો आकारान्त હોવાથી गुणवाचक आकारान्त વિશેષણો પ્રમાણે તેમનું રૂપ પણ विशेष्य નાં લિંગ, વચન અને કારક પ્રમાણે બદલાય છે. જેમકે—

ऐसा लड़का—ऐसी लड़की—લિંગ

ऐसा लड़का—ऐसे लड़के—વચન

ऐसा लड़का—ऐसे लड़के को—કારક

## ૧૮૬—गुणवाचक વિશેષણોનું રૂપાંતર

વિશેષ્યનાં લિંગ, વચન અને કારકને લીધે आकारान्त गुणवाचक વિશેષણોમાં ફેરફાર થાય છે. એજ ફેરફાર सम्बन्ध कारक विभक्ति 'का' માં પણ થાય છે બીજાં गुणवाचक વિશેષણોમાં કોઈ ફેરફાર થતો નથી. એના નિયમો નીચે આપ્યા છે—

(૧) વિશેષ્ય સ્ત્રીલિંગમાં હોય તો વિશેષણના અંત્ય 'आ' ને સ્થાને બંને વચનોમાં 'ई' થાય છે. જેમકેઃ—

काला कपड़ा, काली स्याही, काला घोड़ा–काली घोड़ी, काली घोड़ियाँ, પરંતુ लाल घोड़ा–लाल घोड़ी, दयालु राजा, दयालु रानी વગેરે.

(૨) વિશેષ્ય પુંલ્લિંગ બહુવચનાંત હોય તો વિશેષણના અંત્ય 'आ' ને સ્થાને 'ए' થઈ જાય છે. જેમકેઃ—

अच्छा लड़का—अच्छे लड़के, काला घोड़ा–काले घोड़े.

(૩) आकारान्त विशेषण પછી પુંલ્લિંગ વિભક્ત્યન્ત વિશેષ્ય આવે તો બંને વચનોમાં વિશેષણના 'आ' ને સ્થાને 'ए' થઈ જાય છે. જેમકે—

| | |
|---|---|
| ऊँचा मकान—ऊँचे मकान में, | એકવચન |
| ऊँचे मकान—ऊँचे मकानों में, | બહુવચન |
| अंधा लड़का—अंधे लड़के का, | એકવચન |
| अंधे लड़के—अंधे लड़कों का, | બહુવચન |

ટીપ—(૧) આપ્રમાણે વિશેષ્ય, પુંલ્લિંગ બહુવચન અથવા વિભક્ત્યંત હોય તો 'आ' નો 'ए' થઈ જાય છે અને સ્ત્રીલિંગ વિશેષ્ય હોય તો સર્વત્ર 'ई' થઈ જાય છે.

(૨) सम्बन्धवाचक 'का' વિભક્તિમાં જે ફેરફારો થાય છે તેનો વિચાર कारक प्रकरण માં કરવામાં આવ્યો છે. અહીં વિશેષણો સાથેના થોડાક દાખલા નીચે આપ્યા છે.

(અ) राजा का घोड़ा—राजा का काला घोड़ा

राजा का घोड़ा—राजा के घोड़े—राजा के काले घोड़े पर

राजा के घोड़े—राजा के घोड़ों पर—राजा के काले घोड़ों पर

(આ) राजा का काला घोड़ा—राजा की काली घोड़ी,
राजा की काली घोड़ियां.
राजा की काली घोड़ी को—राजा की काली घोड़ियों को

અપવાદ—'बढ़िया' અને 'घटिया' રૂપ બદલાતું નથી. જેમકે—

बढ़िया कपड़ा-बढ़िया कपड़े-बढ़िया कपड़ों को.
बढ़िया किताब-बढ़िया किताबें-बढ़िया किताबों को.
घटिया माल-घटिया गहने-घटिया गहनों को.

## ૧૮૭—संख्यावाचक વિશેષણોનું રૂપાંતર

आकारांत संख्यावाचक વિશેષણોમાં गुणवाचक आकारान्त વિશેષણો પ્રમાણેજ ફેરફાર થાય છે. જેમકે—

| | |
|---|---|
| दूसरा दिन—दूसरी रात | લિંગ |
| दूसरा लड़का—दूसरे लड़के | વચન |
| पहला मकान—पहले मकान में | કારક |
| तिगुना दाम—तिगुने रुपये, तिगुने कष्ट | ,, |
| हर तीसरा लड़का—हर तीसरी लड़की | ,, |

**૧૮૮**—હિંદીમાં સંસ્કૃત વિશેષણોનું રૂપ વિકલ્પથી વિશેષ્યના લિંગ પ્રમાણે બદલાય છે. જેમકે—सुशीला कन्या, અથવા सुशील कन्या. પણ કેટલાંક સંસ્કૃત વિશેષણો એવાં છે કે જે સ્ત્રીલિંગ વિશેષ્ય સાથે પુંલિંગ રૂપમાં લખાતાં નથી. જેમકે—

विदुषी कन्या, श्रीमती महारानी। विद्वान् कन्या, श्रीमान् महारानी એવો પ્રયોગ અશુદ્ધ છે.

## ૧૮૯—વિશેષણનો પદ-પરિચય—

વિશેષણના પદ-પરિચયમાં વિશેષણ, તેનો ભેદ, લિંગ, વચન, કારક અને વિશેષ્ય આપવાં પડે છે. જેમકે—

**बहुतेरे मनुष्य अपने घरेलू झगड़ों से छुट्टी नहीं पाते।**

(१) बहुतेरे–विशेषण, अनिश्चित संख्यावाचक, पुँल्लिंग, बहुवचन, कर्ता-कारक, 'मनुष्य' विशेष्य का विशेषण।

(२) घरेलू–विशेषण, गुणवाचक, पुँल्लिंग, बहुवचन, अपादान कारक, 'झगड़ा' विशेष्य का विशेषण।

---

# પ્રકરણ ૨૦મું

## विकारी शब्द—४

### क्रिया

**૧૯૦**—દરેક વાક્યમાં કોઈક વિષયને માટે કઈંક હકીકત કહેલી હોય છે. જે વિષયને વિષે એ હકીકત કહી હોય છે તે उद्देश्य કહેવાય છે; કેમકે તેને ઉદ્દેશીને—લક્ષ્યમાં રાખીને એ વાત કહી છે. જે હકીકત કહેવામાં આવે છે તે विधेय કહેવાય છે; કેમકે તેનું વિધાન કરવામાં આવે છે. विधेय જે શબ્દ અથવા શબ્દોથી કહેવામાં આવે છે તે क्रिया કહેવાય છે. જેમકે, राम लिखता है । આ વાક્યમાં લખવાની ક્રિયા થાય છે; એ હકીકત કહી છે. તેથી 'लिखता है' એ ક્રિયા છે. અને 'राम' વિષે એ હકીકત કહી છે એટલે 'राम' उद्देश्य છે.

**૧૯૧**—क्रिया એ विकारी શબ્દ છે, કેમકે લિંગ, વચન, કાલ વગેરેને લીધે તેમાં ફેરફાર થાય છે. જેમકે,

राम जाता है । ( पुँल्लिंग कर्ता, एकवचन, वर्तमान काल ), सीता जाती है । ( स्त्रीलिंग कर्ता, एक व० वर्तमानकाल ), लड़के जाते हैं । ( बहुवचन कर्ता ), लड़कियाँ गईं । ( भूतकाल ).

**૧૯૨**—क्रिया ના મૂળ શબ્દને धातु કહે છે. જેમકે, लिखता है, जाता है, खाऊँगा વગેરે ક્રિયાવાચક શબ્દોનું મૂળ लिख, जा, खा એવું છે, તેથી 'लिख,' 'जा,' 'खा' धातु કહેવાય છે.

**૧૯૩**—धातु ના અંતમાં 'ना' ઉમેરવાથી જે રૂપ બને છે તેને ક્રિયાનું साधारण रूप કહે છે. જેમકે, लिखना, जाना, खाना વગેરે.

**૧૯૪**—क्रिया અને क्रिया નું साधारण रूप એકજ નથી; કેમકે, क्रिया ના साधारण रूप માં કોઈ વસ્તુ વિષે કંઈપણ વિધાન કરવામાં આવતું નથી.

**૧૯૫**—क्रिया ના साधारण रूप નો ઘણી વખતે भाववाचक नाम પ્રમાણે પ્રયોગ થાય છે. જેમકે, मैं **सीना** जानती हूँ । मुझे **लिखना पढ़ना** आता है । આ વાક્યોમાં सीना, लिखना, पढ़ना નો પ્રયોગ નામ જેવો થયો છે.

૧૯૬—ઘણી વખતે ધાતુ નો પ્રયોગ ભાવવાચક નામ પ્રમાણે થાય છે. જેમકે, यह उसकी **पहुँच** में न था। बात उसकी **समझ** में न आई। ऊँचे **बोल** का सिर नीचा।

## ક્રિયાના ભેદ

૧૯૭—क्रिया વાકયને મુખ્ય શબ્દ હોય છે. क्रिया थी વસ્તુની સ્થિતિ, કાર્ય અથવા વિકારનો બોધ થાય છે. તેથી કેટલાક ધાતુ क्रियावाचक હોય છે. જેમકે, खा, पी, दौड़, उठ, बैठ. કેટલાક ધાતુ स्थितिदर्शक હોય છે. જેમકે हो, मर, सो, गिर. કેટલાક विकारदर्शक હોય છે. જેમકે, हो, बन, दिख, निकल વગેરે.

૧૯૮—ક્રિયા દ્વારા કાર્ય અને તેનું ફળ એવા બે અર્થ વ્યક્ત થાય છે. 'राम पुस्तक पढ़ता है' આ વાકયમાં વાંચવાની (पढ़ना) ક્રિયા राम કરે છે અને તે ક્રિયાનું ફળ पुस्तक પર પડે છે; એટલે पुस्तक વંચાય છે. 'लड़की जाती है' એમાં જવાની (जाना) ક્રિયા लड़की કરે છે અને જવાની ક્રિયાથી થયેલું ફળ (ગતિ, શ્રમ વગેરે) પણ लड़की માંજ રહેલું છે. આ પ્રમાણે ક્રિયાના બે ભેદ છે. પહેલા વાકયમાં કાર્ય અને તેનું ફળ જુદા જુદા સ્થાને પડે છે. એવી ક્રિયાને सकर्मक क्रिया કહે છે. બીજા વાકયમાં કાર્ય અને તેનું ફળ બંનેનો આશ્રય એક છે. એવી ક્રિયાને अकर्मक क्रिया કહે છે.

## सकर्मक धातु

૧૯૯—सकर्मक **क्रिया** માં ક્રિયા અને ફળ બંનેના આશ્રય જુદા હોય છે. 'राम ने नाटक देखा' એમાં જોવાની ક્રિયા राम કરે છે. કાર્ય કરનારને कर्ता કહે છે. અહીં 'राम' कर्ता છે. જોવાની ક્રિયાનું ફળ नाटक માં રહેલું છે. ક્રિયાનું ફળ જે વસ્તુમાં રહે છે તેને कर्म કહે છે. અહીં 'नाटक' कर्म છે.

ટીપ—અહીં 'राम' कर्ता છે અને 'राम ने' એ શબ્દ कर्ताकारक છે.

૨૦૦—ઘણી સકર્મક ક્રિયાઓનું એકજ કર્મ હોય છે. જેમકે. वह **आम** खाती है। राम **किताब** लाया। मैंने **नाटक** देखा।

૨૦૧—કેટલીક સકર્મક ક્રિયાઓનાં બે કર્મ હોય છે. એક કર્મથી આવી

ક્રિયાઓનો અર્થ પૂરો થતો નથી. બે કર્મવાળી ક્રિયાઓ द्विकर्मक क्रिया કહેવાય છે.

राजा ने **पंडित** को सौ **मोहरें** दीं । गुरु ने **शिष्य को पाठ** पढ़ाया । આ વાક્યોમાં देना અને पढ़ाना ક્રિયાને બબ્બે કર્મ છે.

**૨૦૨**—देना, बतलाना, सिखाना, पूछना, कहना, सुनाना વગેરે द्विकर्मक ક્રિયા છે.

**૨૦૩**—द्विकर्मक क्रिया નું એક કર્મ वस्तुबोधक અને બીજું प्राणिबोधक હોય છે. वस्तुबोधक કર્મને मुख्य कर्म અને प्राणिबोधक કર્મને गौण कर्म કહે છે. 'राजा ने पंडित को सौ मोहरें दीं' અને 'गुरु ने शिष्य को पाठ पढ़ाया' આ વાક્યોમાં 'मोहरें' અને 'पाठ' वस्तुबोधक હોવાથી मुख्य कर्म છે. पंडित અને शिष्य આ प्राणिबोधक હોવાથી गौण कर्म છે. गौण कर्म ની સાથે બહુધા को વિભક્તિ આવે છે.

**૨૦૪**—गौण कर्म કોઈ કોઈ વખત લુપ્ત રહે છે. જેમકે, उन्होंने एक प्रश्न पूछा । આ વાક્યમાં પ્રશ્ન કોને ( गौण कर्म ) પૂછવામાં આવ્યો છે તે કહેલું નથી.

**૨૦૫**—કેટલીક सकर्मक ક્રિયાઓનું કર્મ વાક્ય માં પ્રકટ કરવાની જરૂર હોતી નથી. જેમકે, 'बहिरो **सुनै** मूक पुनि **बोलै** ।' वह **पढ़ता** है।

**૨૦૬**—सकर्मक ક્રિયાઓ સાધારણ રીતે કર્મ વિના અપૂર્ણ રહે છે. કર્મ-થીજ તેનો આશય પૂર્ણ વ્યક્ત થાય છે. તેથી કર્મને સકર્મક ક્રિયાનું पूरक કહે છે. 'राम खाता है' આ વાક્યમાં राम શું ખાય છે તે સ્પષ્ટ નથી. 'राम रोटी खाता है' એમાં रोटी કર્મથી 'खाता है' ક્રિયાનો પૂરો આશય સ્પષ્ટ થાય છે. તેથી रोटी, 'खाता है' ક્રિયાનું पूरक છે.

**૨૦૭**—दिखाना, करना, बनाना, समझना, पाना, मानना વગેરે ક્રિયાઓમાં કેવળ કર્મથી અર્થ પૂરો થતો નથી. ક્રિયાનો આશય પૂર્ણ વ્યક્ત કરવા માટે આવી ક્રિયાઓ સાથે કોઈ નામ અથવા વિશેષણ આવે છે. જેમકે, आर्य चाणक्य ने चन्द्रगुप्त को **राजा** बनाया । मैंने रस्सी को **साँप** समझा । આ વાક્યોમાં राजा અને साँप ને कर्मपूर्ति કહે છે.

## अकर्मक धातु

૨૦૮—અકર્મક ક્રિયામાં ક્રિયા અને તેનું ફળ બંનેનો આશ્રય એક હોય છે. 'राम जाता है' એમાં જવાની ક્રિયા 'राम' કરે છે. અને તે ક્રિયાનું ફળ राम માંજ રહે છે. તેથી 'जाता है' ક્રિયા अकर्मक છે.

૨૦૯—अकर्मक क्रिया ના બે પ્રકાર છે—( ૧ ) पूर्ण अकर्मक અને (૨) अपूर्ण अकर्मक. पूर्ण अकर्मक ક્રિયાથી પૂર્ણ અર્થનો બોધ થાય છે. જેમકે, गाड़ी चली। वह सोता है।

૨૧૦—अपूर्ण अकर्मक ક્રિયાથી પૂર્ણ અર્થનો બોધ થતો નથી. होना, बनना, रहना, पड़ना, दिखना, निकलना, ठहरना कहलाना વગેરે अपूर्ण अकर्मक ક્રિયા છે. वह बना, नौकर रहा આ વાકયોની ક્રિયાથી અર્થનો પૂર્ણ બોધ થતો નથી. પરંતુ वह सरदार बना, नौकर सावधान रहा આ વાકયોમાં ક્રિયાનો આશય પૂરો વ્યક્ત થાય છે. सरदार અને सावधान આ શબ્દોને पूर्ति અથવા उद्देश्य पूर्ति કહે છે.

૨૧૧—'ईश्वर है', 'सूरज निकला', 'चाँद दिखाई दिया', 'सबेरा हुआ' વગેરે વાકયોમાં સર્વસાધારણ વિધાન હોવાથી पूर्ति વગર પણ પૂરો અર્થ સમજાય છે.

૨૧૨—કેટલીક અકર્મક અને સકર્મક ક્રિયા સાથે તે ક્રિયાના ધાતુથી જ બનેલું ભાવવાચક નામ કર્મ પ્રમાણે પ્રયુક્ત થાય છે. लड़का लम्बी **दौड़** दौड़ा। पक्षी मीठी **बोली** बोलते हैं। એ વાકયોમાં **दौड़**, **बोली** આ सजातीय कर्म કહેવાય છે.

## उभयविध धातु

૨૧૩—કેટલાક ધાતુઓ પ્રયોગાનુસાર सकर्मक અને अकर्मक બંને હોય છે. જેમકે—

मेरा हाथ खुजलाता है (अकर्मक), वह अपना हाथ खुजलाता है (सकर्मक), मेरा जी घबराता है ( अकर्मक ) वह दृश्य मुझे घबराता है। ( सकर्मक ).

भरना, लजाना, भूलना, घिसना, बदलना, ऐंठना, ललचाना વગેરે धातु उभयविध છે.

# પ્રકરણ ૨૧મું

## क्रियाविचार

### यौगिक धातु

૨૧૪—વ્યુત્પત્તિ પ્રમાણે ધાતુના બે ભેદ છે. ( અ ) मूल धातु, ( આ ) यौगिक धातु.

૨૧૫—मूल धातु ભિન્ન ભિન્ન શબ્દોના યોગથી બનેલા હોતા નથી. જેમકે—

कर, खा, जा, हँस, આ मूल धातु છે.

૨૧૬—यौगिक धातु કોઈ બીજા શબ્દોથી બનેલા હોય છે. જેમકે—खिलाना, रंगना, खरीदना, खर्चना, दुखना આ यौगिक धातु છે. કેમકે, તે खाना, रंग, खरीद, खर्च, दुःख આ શબ્દોથી બન્યા છે.

૨૧૭—यौगिक धातु ત્રણ રીતે બને છે—

( ૧ ) ધાતુ ને પ્રત્યય લગાડવાથી બનેલા सकर्मक અને प्रेरणार्थक ધાતુ. જેમકે—

कटना–काटना, मरना–मारना, देना–दिलाना,
पीना–पिलाना, हँसना–हँसाना.

( ૨ ) નામ અથવા વિશેષણને પ્રત્યય લાગવાથી બનેલા નામધાતુ. જેમકે-

दुःख–दुखना, अपना–अपनाना.

( ૩ ) એક ધાતુ સાથે બીજા ધાતુઓ અથવા નામો જોડવાથી બનેલા संयुक्त ધાતુઓ. જેમકે—

कर लेना, जा सकना, खा डालना, स्वीकार करना.

---

# પ્રકરણ ૨૨મું

## क्रियाविचार

### प्रेरणार्थक धातु (પ્રયોજક)

૨૧૮—જે ક્રિયાનો કર્તા જાતે કાર્ય ન કરી કોઈ, અન્ય વ્યક્તિ દ્વારા તે કાર્ય કરાવે છે અથવા તે કાર્ય કરવાની પ્રેરણા કરે છે તે ક્રિયાને **प्रेरणार्थक क्रिया** કહે છે. જેમકે—

> मालिक नौकर से सामान **उठवाता है**। એ વાકયમાં કર્તા (मालिक) જાતે કાર્ય કરતો નથી પણ नौकर દ્વારા કાર્ય કરાવે છે.

૨૧૯—પ્રેરણા કરનાર કર્તાને **प्रेरक कर्ता** કહે છે. અને જેને પ્રેરણા કરવામાં આવે છે તેને **प्रेरित कर्ता** અથવા **प्रयोज्य** કહે છે. ઉપરના વાકયમાં मालिक, प्रेरक कर्ता અથવા मुख्य कर्ता છે અને नौकर, प्रेरित कर्ता અથવા प्रयोज्य છે.

૨૨૦—आना, जाना, पाना, होना, रुचना, सकना વગેરે કેટલાક ધાતુનાં प्रेरणार्थक રૂપો હોતાં નથી.

૨૨૧—ધાતુનાં प्रथम प्रेरणार्थक (પ્રયોજક) અને द्वितीय प्रेरणार्थक (પુનઃ પ્રયોજક) એવાં બે રૂપ થાય છે. જેમકે—

अकर्मक 'बैठ' ધાતુ—

(१) मोहन बैठता है। (प्रकृतार्थक) મોહન બેસે છે.

(२) राम मोहन को बिठाता है। (प्रथम प्रेरणार्थक) રામ મોહનને બેસાડે છે.

(३) गोविन्द राम से मोहन को बिठवाता है। (द्वितीय प्रेरणार्थक) ગોવિંદ રામદ્વારા મોહનને બેસાડાવે છે.

सकर्मक 'पी' ધાતુ—

( १ ) मोहन शरबत पीता है। ( प्रकृतार्थक )

( २ ) राम मोहन को शरबत पिलाता है। ( प्रथम प्रेरणार्थक )

( ३ ) गोविन्द राम से मोहन को शरबत पिलवाता है। ( द्वितीय प्रेरणार्थक )

**२२२**—ક્રિયાના प्रथम प्रेरणार्थक રૂપથી સ્પષ્ટ પ્રેરણાનો બોધ થતો નથી. સામાન્ય सकर्मक ક્રિયા પ્રમાણે તેનો અર્થ થાય છે. द्वितीय प्रेरणार्थक થી માત્ર હમેશ પ્રેરણાનો સ્પષ્ટ બોધ થાય છે. જેમકે—

( १ ) बच्चा रोटी **खाता है**। ( प्रकृतार्थक )

( २ ) माँ बच्चे को रोटी **खिलाती है**। ( प्रथम प्रेरणार्थक )

( ३ ) माँ धाय से बच्चे को रोटी **खिलवाती है**। ( द्वितीय प्रेरणार्थक )

**२२३**—બધા प्रेरणार्थक ધાતુ सकर्मक હોય છે. તેથી अकर्मक ધાતુનું प्रथम प्रेरणार्थक રૂપ सकर्मक થઈ જાય છે.

**२२४**—खाना, देखना, देना, पढ़ना, पीना, समझना, सिखाना, सुनना વગેરે ક્રિયા બંને प्रेरणार्थक રૂપોમાં द्विकर्मक હોય છે. જેમકે—

( १ ) माँ **बच्चे को रोटी** खिलाती है।

( २ ) वह **मुझको** एक सुंदर **दृश्य** दिखाता है।

( ३ ) रानी **ब्राह्मण को दान** दिलाती है।

( ४ ) गुरु **शिष्य को वेदान्त** पढ़ाता है।

( ५ ) मोहन **राम को शरबत** पिलाता है।

( ६ ) वह **मुझको** ग्रंथ का **अर्थ** समझाता है।

( ७ ) मैं **लड़कों को हिन्दी** सिखाता हूँ।

( ८ ) संजय **धृतराष्ट्र को** कौरवों के **समाचार** सुनाते हैं।

# પ્રકરણ ૨૩ મું

## ધાતુનાં પ્રેરણાર્થક રૂપો બનાવવાના નિયમો

૨૨૫—સાધારણ રીતે अकारांत ધાતુના અંતમાં आ જોડવાથી તેનું પ્રથમ प्रेरणार्थक અને **वा** જોડવાથી द्वितीय प्रेरणार्थक રૂપ સિદ્ધ થાય છે. જેમકે—

| मूल धातु | प्रथम प्रेरणार्थक | द्वितीय प्रेरणार्थक |
|---|---|---|
| उग–ना | उगा–ना | उगवा–ना |
| उठ–ना | उठा–ना | उठवा–ना |
| उड़–ना | उड़ा–ना | उड़वा–ना |
| औट–ना ( ઉકળવું ) | औटा–ना ( ઉકાળવું ) | औटवा–ना |
| कट–ना ( કપાવું ) | कटा–ना | कटवा–ना |
| कर–ना | करा–ना | करवा–ना |
| खुल–ना | खुला–ना | खुलवा–ना |
| गड़–ना | गड़ा–ना | गड़वा–ना |
| गल–ना (પીગળવું, સડવું.) | गला–ना | गलवा–ना |
| गिर–ना | गिरा–ना | गिरवा–ना |
| पढ़–ना | पढ़ा–ना | पढ़वा–ना |
| फिर–ना | फिरा–ना | फिरवा–ना |
| फैल–ना | फैला–ना | फैलवा–ना |
| बज–ना | बजा–ना | बजवा–ना |
| रख–ना | रखा–ना | रखवा–ना |
| लिख–ना | लिखा–ना | लिखवा–ना |
| सिल–ना | सिला–ना | सिलवा–ना |
| हँस–ना | हँसा–ना | हँसवा–ना |

ટીપ—જુઓ અનુવાક–'૨૨૭'. 'रहना' નાં रहना–रखाना–रखवाना એવાં રૂપો થાય છે.

| | | |
|---|---|---|
| खटक–ना | खटका–ना | खटकवा–ना |
| चमक–ना | चमका–ना | चमकवा–ना |
| पिघल–ना | पिघला–ना | पिघलवा–ना |
| बदल–ना | बदला–ना | बदलवा–ना |
| भटक–ना | भटका–ना | भटकवा–ना |
| समझ–ना | समझा–ना | समझवा–ना |

૨૨૬—એકાક્ષરી ધાતુનો દીર્ઘસ્વર હ્રસ્વ કરીને અનુક્રમે ला અને लवा લગાડવાથી—

| | | |
|---|---|---|
| जी–ना | जिला–ना | जिलवा–ना |
| पी–ना | पिला–ना | पिलवा–ना |
| सी–ना | सिला–ना | सिलवा–ना |
| चू–ना | चुला–ना ( चुवा–ना ) | चुलवा–ना |
| छू–ना | छुला–ना ( छुवा–ना ) | छुलवा–ना |
| दे–ना | दिला–ना | दिलवा–ना |
| धो–ना | धुला–ना | धुलवा–ना |
| रो–ना | रुला–ना ( रुवा–ना ) | रुलवा–ना |
| सो–ना | सुला–ना | सुलवा–ना |

ટીપ—चूना, छूना અને रोना નાં चुवाना, छुवाना અને रुवाना એવાં રૂપો પણ થાય છે. खाना નું प्रेरणार्थक રૂપ નીચે મુજબ છે—खाना, खिलाना ( खवाना ), खिलवाना.

૨૨૭—દ્વિઅક્ષરી ધાતુનાં 'ऐ' અને 'औ' સિવાય શરૂઆતનો દીર્ઘ સ્વર હ્રસ્વ થઈ જાય છે—

| | | |
|---|---|---|
| काट–ना | कटा–ना | कटवा–ना |
| जाग–ना | जगा–ना | जगवा–ना |
| बाँध–ना | बँधा–ना | बँधवा–ना |
| भाग–ना | भगा–ना | भगवा–ना |
| माँग–ना | मँगा–ना | मँगवा–ना |

| | | |
|---|---|---|
| छींक–ना | छिंका–ना | छिंकवा–ना |
| जीत–ना | जिता–ना | जितवा–ना |
| बीत–ना | बिता–ना | बितवा–ना |
| **भीग**–ना | **भिगा**–ना (भिगो–ना) | **भिगवा**–ना |
| कूद–ना | कुदा–ना | कुदवा–ना |
| घूम–ना | घुमा–ना | घुमवा–ना |
| डूब–ना | डुबा–ना ( डुबो–ना ) | डुबवा–ना |
| **भूल**–ना | **भुला**-ना | **भुलवा**–ना |
| खेल–ना | खिला–ना | खिलवा–ना |
| चेत–ना | चिता–ना | चितवा–ना |
| देख–ना | दिखा–ना | दिखवा–ना |
| **लेट**–ना | **लिटा**–ना | **लिटवा**–ना |
| ओढ़–ना | उढ़ा–ना | उढ़वा–ना |
| खोल–ना | खुला–ना | खुलवा–ना |
| छोड़–ना | छुड़ा–ना | छुड़वा–ना |
| डोल–ना | डुला–ना | डुलवा–ना |
| बोल–ना (બોલવું) | बुला–ना ( બોલાવવું ) | बुलवा–ना |

ટીપ—बोलना અને बुलाना નો અર્થભેદ ઉપર બતાવ્યો છે.

૨૨૮—કેટલાક ધાતુઓના प्रथमप्रेरणार्थक માં ‘आ’ અથવા ‘ला’, અને द्वितीय प्रेरणार्थक માં ‘वा’ અથવા ‘लवा’ લગાડવાથી—

| | | |
|---|---|---|
| कह–ना | कहा–ना, कहला–ना | कहवा–ना, कहलवा–ना |
| दिख–ना | दिखा–ना, दिखला–ना | दिखवा–ना, दिखलवा–ना |
| बैठ–ना | बिठा–ना, बिठला–ना | बिठवा–ना, बिठलवा–ना |
| सीख–ना | सिखा–ना, सिखला–ना | सिखवा–ना, सिखलवा–ना |
| सूख–ना | सुखा–ना, सुखला–ना | सुखवा–ना, सुखलवा–ना |

ટીપ—( ૧ ) बैठना નાં કેટલાંક રૂપો નીચે પ્રમાણે છેઃ—

बैठ–ना, बैठा–ना, बैठालना, बिठालना बैठवाना

( ૨ ) कहाना, અને कहलाना નો अपूर्ण अकर्मक જેવો પ્રયોગ થાય છે. જેમકે—

स्वर अथवा स्वरान्त व्यंजन अक्षर **कहलाते** हैं। जापान का सम्राट् मिकाडो **कहाता** ( **कहलाता** ) है।

૨૨૯—जताना (જણાવવું), फुसलाना ( ફોસલાવવું), गँवाना (ગુમાવવું) વગેરે प्रेरणार्थक ધાતુઓનું મૂળ રૂપ પ્રચારમાં નથી.

૨૩૦—કેટલાક ધાતુ પ્રેરણાર્થક જેવા લાગે છે. પણ વાસ્તવમાં તે अक-र्मक અથવા सकर्मक પ્રકૃતાર્થ ધાતુ હોય છે. જેમકે—

इठलाना ( નખરાં કરવાં ), कुम्हलाना ( કરમાવું ), घबराना, मचलाना ( જીદ કરવી ).

૨૩૧—કેટલાક સકર્મક ધાતુઓનાં ફક્ત द्वितीय प्रेरणार्थक રૂપોજ થાય છે. જેમકે—

| | | |
|---|---|---|
| खे–ना ( હંકારવું ) | — | खिवा–ना |
| खो–ना ( ખોવું ) | — | खोवा–ना |
| गा–ना | — | गवा–ना |
| बो–ना ( વાવવું ) | — | बुवा–ना, बोआ–ना |
| ले–ना | — | लिवा–ना |

૨૩૨—કેટલાક ધાતુઓનાં બંને प्रेरणार्थक રૂપ સમાનાર્થી હોય છે. જેમકે—

| | प्र. प्रे. | द्वि. प्रे. |
|---|---|---|
| कटना ( કપાવું ) | कटाना = | कटवाना ( કપાવવું ) |
| काटना ( કાપવું ) | कटाना = | कटवाना ( કપાવવું ) |
| खुलना ( ખૂલવું ) | खुलाना = | खुलवाना ( ખોલાવવું ) |
| गड़ना ( દટાવું ) | गड़ाना = | गड़वाना ( દટાવવું ) |
| देना ( આપવું ) | दिलाना = | दिलवाना ( અપાવવું ) |
| बाँधना ( બાંધવું ) | बँधाना = | बँधवाना ( બંધાવવું ) |
| रखना ( રાખવું ) | रखाना = | रखवाना ( રખાવવું ) |
| रहना ( રહેવું ) | रखाना = | रखवाना ,, |
| सीना ( સીવવું ) | सिलाना = | सिलवाना ( સિવડાવવું ) |

२३३—अकर्मक धातुओना सकर्मक धातु बनाववाना नियमो—

( १ ) धातुना आद्यस्वरने दीर्घ करीने—

| अकर्मक | सकर्मक |
|---|---|
| कटना | काटना |
| कढ़ना ( नीकळवुं ) | काढ़ना ( काढवुं ) |
| गड़ना ( दटावुं ) | गाड़ना ( दाटवुं ) |
| टलना | टालना |
| दबना ( दबवुं, नमवुं ) | दाबना ( दाबवुं ) |
| पटना ( छवावुं ) | पाटना ( छावुं, ढांकवुं ) |
| फँसना | फाँसना |
| बँधना | बाँधना |
| मरना | मारना |
| लदना | लादना |
| पिटना | पीटना |
| पिसना | पीसना |
| लुटना | लूटना |

( २ ) आद्य 'इ' नो ए, अने 'उ' नो ओ करीने—

| | |
|---|---|
| घिरना ( घेरावुं ) | घेरना ( घेरवुं ) |
| छिदना | छेदना |
| दिखना | देखना |
| फिरना ( फरवुं ) | फेरना ( फेरववुं ) |
| खुलना | खोलना |
| घुलना ( ओगळवुं ) | घोलना ( घोळवुं, मेळववुं ) |
| तुलना | तोलना |
| मुड़ना ( वळवुं ) | मोड़ना ( वाळवुं ) |

( ३ ) त्रण अक्षरना धातुना द्वितीय अक्षरनो स्वर दीर्घ करीने —

| | |
|---|---|
| उखड़ना | उखाड़ना |
| उजड़ना | उजाड़ना |

| | |
|---|---|
| निकलना | निकालना |
| बिगड़ना | बिगाड़ना |
| संभलना | संभालना |

( ૪ ) કેટલાક ધાતુઓનું સકર્મક રૂપ અનિયમિત રીતે થાય છે—

| | |
|---|---|
| फटना | फाड़ना |
| रहना | रखना |
| बिकना ( વેચાવું ) | बेचना ( વેચવું ) |
| सिलना | सीना |
| जुटना ( ભેગું થવું ) | जोड़ना ( જોડવું, ભેગું કરવું ) |
| छूटना | छोड़ना |
| टूटना | तोड़ना |
| फूटना | फोड़ना |

૨૩૪—કેટલાક અકર્મક ધાતુનાં सामान्य सकर्मक અને प्रथम प्रेरणार्थक રૂપો ભિન્ન ભિન્ન થાય છે અને તેમના અર્થમાં પણ ભેદ હોય છે. જેમકે-

| અકર્મક | સકર્મક | प्रथम प्रेरणार्थक |
|---|---|---|
| कटना ( કપાવું ) | काटना ( કાપવું ) | कटाना ( કપાવવું ) |
| गड़ना ( દટાવું ) | गाड़ना ( ભોંયમાં દાટવું ) | गड़ाना ( દટાવવું, ભોંકવું, ઘોંચવું) |
| चलना ( ચાલવું ) | चालना ( ચાળવું ) | चलाना ( ચલાવવું ) |
| घुलना (ઓગળવું) | घोलना ( ઘોળવું, ભેળવવું ) | घुलना (ઓગાળવું) |

૨૩૫—( ૧ ) કેટલાક અકર્મક ધાતુનાં સામાન્ય સકર્મક અને प्रथम प्रेरणार्थक રૂપો સરખાંજ અને સમાનાર્થક હોય છે. ( ૨ ) પરંતુ એવા સામાન્ય સકર્મક ધાતુનું प्रथम प्रेरणार्थक રૂપ અને मूल अकर्मक ધાતુનું द्वितीय प्रेरणार्थक રૂપ સરખું અને સમાનાર્થક હોય છે. ( ૩ ) કેટલાક અકર્મક ધાતુનાં સામાન્ય સકર્મક અને प्रथम प्रेरणार्थक રૂપો અનુવાક ( ૨૩૪) માં લખ્યા પ્રમાણે ભિન્ન ભિન્ન થાય છે અને તેમનો અર્થ પણ ભિન્ન હોય છે. જેમકે—

| अकर्मक | सकर्मक | | प्रथम प्रेरणार्थक | द्वि. प्रेरणार्थक |
|---|---|---|---|---|
| उड़ना | उड़ाना | = | उड़ाना | उड़वाना |
| उठना | उठाना | = | उठाना | उठवाना |
| गिरना | गिराना | = | गिराना | गिरवाना |

| (२) | प्र. प्रे. | द्वि. प्रे. |
|---|---|---|
| उड़ना ( અકર્મક ) | उड़ाना | उड़वाना |
| उड़ाना ( સકર્મક ) | उड़वाना | — |
| गिरना ( અ. ) | गिराना | गिरवाना |
| गिराना ( સ. ) | गिरवाना | — |

| (३) | प्र. प्रे. | द्वि. प्रे. |
|---|---|---|
| कटना ( અ. ) | कटाना | कटवाना |
| काटना ( સ. ) | कटाना | कटवाना |
| घुलना ( અ. ) | घुलाना | घुलवाना |
| घोलना ( સ. ) | घुलाना | घुलवाना |
| दबना ( અ. ) | दबाना | दबवाना |
| दाबना ( સ. ) | दबाना | दबवाना |

# પ્રકરણ ૨૪મું

## क्रियाविचार

### नाम धातु

૨૩૬—ધાતુ સિવાય, નામ, વિશેષણ વગેરે શબ્દોને પ્રત્યય જોડવાથી જે ધાતુ બને છે અથવા જે નામજ ધાતુ તરીકે વપરાય છે તેને **नामधातु** કહે છે. નીચે કેટલાક નામધાતુ અને તેમનું સામાન્ય રૂપ આપ્યું છે.

| शब्द | प्रत्यय | नामधातु | सामान्यरूप |
|---|---|---|---|
| अनुराग | —— | अनुराग | अनुरागना |
| अपना | —— | अपना | अपनाना |
| गाँठ | —— | गाँठ | गाँठना |

| | | | |
|---|---|---|---|
| चिकना | —— | चिकना | चिकनाना |
| झूठ | ला | झुठला | झुठलाना |
| दुहरा | —— | दुहरा | दुहराना |
| दुःख | आ | दुखा | दुखाना |
| परितोष | —— | परितोष | परितोषना |
| बात | या | बतिया | बतियाना, बताना |
| बिलग | आ | बिलगा | बिलगाना |
| रंग | —— | रँग | रँगना |
| लाज | आ | लजा | लजाना |
| हाथ | या | हथिया | हथियाना |

કેટલાક ફારસી-અરબી શબ્દો—

| | | | |
|---|---|---|---|
| आज़माइश (ફા.) | —— | आज़मा | आज़माना (અજમાવવું) |
| ख़र्च (ફા.) | —— | ख़र्च | ख़र्चना |
| ख़रीद (ફા.) | —— | खरीद | खरीदना |
| गर्म (ફા.) | आ | गर्मा | गर्माना |
| गुज़र (ફા.) | —— | गुज़र | गुज़रना |
| दाग़ (ફા.) | —— | दाग़ | दाग़ना |
| नज़र (અ.) | आ | नज़रा | नज़राना (નજર લગાડવી) |
| बदल (અ.) | —— | बदल | बदलना |

૨૩૭—કેટલાક અનુકરણવાચક-રવાનુકારી-શબ્દોથી પણ નામધાતુ બને છે. જેમકે—

खटखट — खटखटाना

गटगट—गटगटाना

छनछन—छनछनाना

टर्र—टर्राना

गुर्र—गुर्राना

थरथर—थरथराना

बड़बड़—बड़बड़ाना

भिनभिन—भिनभिनाना

मचमच—मचमचाना

# પ્રકરણ ૨૫મું

## क्रियाविचार

### कृदंत

**२३८**--ક્રિયાનું જે રૂપ નામ, વિશેષણ, ક્રિયાવિશેષણ ઇત્યાદિ **પ્રમાણે** વપરાય છે તેને **कृदंत, धातुज** અથવા **उपाख्यात** કહે છે. જેમકે,

वह **लिखना** जानता है ।–( लिख ધાતુ )–लिखना–क्रियार्थक संज्ञा અથવા સામાન્ય કૃદંત.

**उड़ती** चिड़िया–( उड़ धातु )–उड़ती વિશેષણ
वह **नहाकर** खाता है । ( नहा ધાતુ )–नहाकर-ક્રિયાવિશેષણ
भूख के **मारे**–( मार ધાતુ )—मारे–નામયોગી

**२३९**--કૃદંતના બે ભેદ છે ( १ ) **विकारी** અને ( २ ) **अविकारी**.

### ( १ ) विकारी कृदंत

**२४०**—विकारी कृदंत ના ચાર પ્રકાર છે. ( १ ) **क्रियार्थक संज्ञा**—સામાન્ય કૃદંત ( २ ) **कर्तृवाचक संज्ञा** ( ३ ) **वर्तमानकालिक कृदंत** અને ( ४ ) **भूतकालिक कृदंत**.

**२४१**—ધાતુના અંતમાં '**ना**' ઉમેરવાથી **क्रियार्थक संज्ञा** બને છે. એનો પ્રયોગ આકારાંત પુંલ્લિંગ એકવચનાંત નામ પ્રમાણે થાય છે. જેમકે,

तैर-तैरना-वह **तैरना** जानता है ।
कह–कहना–क्या मेरे **कहने का** अर्थ समझे ?
जा–जाना–वहाँ **जाने में** कुछ फायदा नहीं ।

**२४२**—**क्रियार्थक संज्ञा** ના विकृत રૂપમાં **वाला** ઉમેરવાથી **कर्तृवाचक संज्ञा** બને છે. कर्तृवाचक संज्ञा નો પ્રયોગ आकारान्त નામ અથવા વિશેષણ પ્રમાણે થાય છે. કેટલીક વખત એનો અર્થ સંસ્કૃતના स्यत् અથવા स्यमान પ્રત્યયાંત भविष्यत् कालिक कृदंत પ્રમાણે થાય છે. જેમકે,

गा–गाना ( क्रियार्थक संज्ञा )–**गानेवाला** ( कर्तृवाचक संज्ञा ).
सीख–सीखना ( " )–**सीखनेवाला** ( " ).
वह आज के जलसे में **गानेवाला है** ।
गाना **सुननेवाले** सब लोग ख़ुश होगए ।

२४३—ધાતુના અંતમાં **ता** લગાડવાથી **वर्तमानकालिक कृदंत** બને છે. એનો પ્રયોગ બહુધા વિશેષણ પ્રમાણે થાય છે.

बोल–बोलता–( वर्तमानकालिक कृदंत )–बोलता तोता.
रो–रोता ( ,, )–रोता बालक.
चमक–चमकता ( ,, )–चमकते तारे.
बह–बहती ( ,, )–बहती नदियाँ.
डूब–डूबता ( ,, )–प्रभो, **डूबतों का** तू ही **है** सहारा ।

ટીપ—वर्तमानकालिक कृदंत સાથે **हुआ** અથવા **हुई**, લગાડવામાં આવે છે. જેમકે,

( १ ) **उड़ता हुआ** विमान–**उड़ते हुए** विमान में से वह कूद पड़ा ।
( २ ) **रोती हुई** लड़की–माँ ने **रोती हुई** लड़की को समझाया ।
( ३ ) खान **खोदते हुए** मज़दूरों को उसने देखा ।
( ४ ) **उड़ती हुई** चिड़ियों को उसने जाल में फँसाया ।

२४४—ધાતુના અંતમાં **आ** લગાડવાથી **भूतकालिक कृदंत** બને છે. भूतकालिक कृदंत નો પ્રયોગ विशेषण પ્રમાણે થાય છે. **आ** લગાડ્યા પહેલાં ધાતુના રૂપમાં જે ફેરફાર થાય છે તેના નિયમો નીચે મુજબ છે—

( १ ) अकारांत ધાતુના અંત્ય **अ** નો **आ** થાય છે. જેમકે,

गिर–गिरा–गिरा मकान, गिरी अठन्नी.
बदल–बदला–बदला जमाना, बदली नज़र.
लिख–लिखा–लिखा ख़त, लिखी चिट्ठी.
पिघल–पिघला–पिघला सोना, पिघली चाँदी.
सुन–सुना–सुना इतिहास, सुनी कहानी.

( ૨ ) ધાતુનો અંત્ય **ऊ** હ્રસ્વ કરીને **आ** લગાડવાથી—

चू–चुआ–चुआ रस ( પુંલિંગ ), चुई चाँदनी ( સ્ત્રીલિંગ )

छू छुआ–छुआ पानी, छुई रोटी.

( ૩ ) आ, ए, અને ओ–कारान्त ધાતુને **आ** ને બદલે **या** લગાડવાથી—

सुना सुनाया–सुनाया गाना, सुनाई कथा.

औटा–औटाया–औटाया दूध, औटाई दाल.

खा–खाया–खाया भात–खाई रोटी.

खे–खेया–खेया रास्ता–खेई नाव.

धो–धोया–धोया कपड़ा–धोई चादर.

बो–बोया–बोया खेत–बोई ज़मीन.

( ૪ ) અંત્ય **ई** હ્રસ્વ કરીને **या** લગાડવાથી—

पी–पिया-पिया पानी–पी दवा.

जी–जिया–जिया जीवन.

सी–सिया–सिया कोट, सिये कपड़े.

( ૫ ) નીચેનાં भूतकालिक કૃદંત અનિયમિત રીતે બન્યાં છે—

| | |
|---|---|
| कर–किया | मर–मरा, मुआ. |
| जा–गया | ले–लिया. |
| दे–दिया | हो–हुआ. |

ટીપ—वर्तमानकालिक कृदंत પ્રમાણે भूतकालिक कृदंत સાથે પણ બહુધા **हुआ** અથવા **हुई** લગાડવામાં આવે છે. જેમકે,

दिया हुआ दान, दिये हुए रुपये, दी हुई किताब.

૨૪૫—भूतकालिक कृदंत નો પ્રયોગ કેટલીક વખત નામ જેવો થાય છે. જેમકે, मरे को मारना, डूबे को डुबोना, विधि का लिखा.

**૨૪૬**—भूतकालिक कृदंत વાક્યમાં आकारान्त નામ અથવા विशेषण પ્રમાણે વપરાય છે. તેથી તેના पुँल्लिग बहुवचनમાં **ए,** અને स्त्रीलिंग બંને વચનોમાં **ई** એવો વિકાર થાય છે. भूतकालिक कृदंत याकारांत હોય તો તેના पुँल्लिग बहुवचनમાં વિકલ્પે **ये** અથવા **ए** થાય છે. જેમકે—

सुनाया—सुनाये અથવા सुनाए, लाया—लाये, लाए.

स्त्रीलिंग માં **यी** ને સ્થાને વિકલ્પે **ई** આવે છે. જેમકે—

लाया—लायी અથવા लाई, खाया—खायी, खाई.

**૨૪૭**—याकारांत भूतकालिक कृदंत ના **या** પૂર્વે જો હ્રસ્વ **इ** હોય તો स्त्रीलिंगના '**ई**' વિકાર પહેલાં **या** નો લોપ થઈ **इ** અને **ई** ની સંધિ થાય છે. જેમકે—

कर–किया काम–की ( हुई ) मदद.

पी–पिया ( हुआ ) दूध–पी ( हुई ) दवा.

जी–जिया–जी, दे–दिया–दी, ले–लिया–ली ( हुई ) किताब.

सी–सिया–सी ( हुई ) कमीज़.

## ( २ ) अविकारी कृदन्त

**૨૪૮**—अविकारी કૃદંત ચાર પ્રકારનાં છે. ( ૧ ) पूर्वकालिक ( २ ) तात्कालिक ( ३ ) अपूर्ण क्रियावाचक અને ( ४ ) पूर्ण क्रियावाचक.

**૨૪૯**—ધાતુને **के, कर** અથવા **करके** લગાડવાથી **पूर्वकालिक कृदन्त** અવ્યય બને છે. જેમકે—

| धातु | पूर्वकालिक कृदन्त |
|---|---|
| चल | चल के, चल कर, चल करके |
| ले | लेके, लेकर, ले करके |
| बोल | बोलके, बोल कर, बोल करके |
| कर | करके |

**૨૫૦—पूर्वकालिक कृदन्त,** વાકયની મુખ્ય ક્રિયાની પૂર્વે થયેલી ક્રિયાની સમાપ્તિ બતાવે છે. જેમકે—

चोर सिपाही को **देखकर** भागा। भोजन **करके** वे सो गए।

**૨૫૧**—वर्तमानकालिक કૃદંતના **ता** ના **ते** કરીને **ही** લગાડવાથી **तात्कालिक कृदन्त** બને છે. तात्कालिक कृदन्त વાકયમાં મુખ્યક્રિયાસાથે થતી ક્રિયાની સમાપ્તિ બતાવે છે. જેમકે—

समाचार **सुनते ही** वह ख़ुश होगया। उनके **आते ही** सब लोग शान्त होगए।

**૨૫૨**—वर्तमानकालिक कृदंतना **ता** ના **ते** કરવાથી **अपूर्ण क्रियावाचक कृदन्त** બને છે. अपूर्ण क्रियावाचक कृदंत વાકયમાં મુખ્યક્રિયાની સાથે થતી ક્રિયાની અપૂર્ણતા બતાવે છે. જેમકે—

खाते, जाते, हँसते, चलते વગેરે.
मैंने आकाशमें तारोंको **निकलते** देखा। मैंने उनको **गाते सुना**।

**૨૫૩**—अपूर्ण क्रियावाचक कृदंत સાથે બહુધા '**हुए**' લગાડવામાં આવે છે. જેમકે—

वह **खेलते हुए** गिर पड़ा। **पढ़ते हुए** वह सो गई।

**૨૫૪**—भूतकालिक कृदंत ના અંત્ય **आ** ના **ए** કરવાથી **पूर्ण क्रियावाचक कृदन्त** બને છે. એ કૃદંત અવ્યય મુખ્યક્રિયાની સાથે થતી ક્રિયાની પૂર્ણતા બતાવે છે. पूर्ण क्रियावाचक कृदंत સાથે બહુધા **हुए** લગાડવામાં આવે છે. જેમકે—

हँसे, गए, हुए, लिए, मारे, दिए, किए, गिरे વગેરે.
हाथमें तलवार **लिए** वह आया। आपका दर्शन **किए** बहुत अरसा हुआ! प्यासके **मारे** वह व्याकुल थी। सिर पर गागर **धरे हुए** वह गई।

# પ્રકરણ ૨૬ મું

## ક્રિયાનું રૂપાંતર

### वाच्य

**૨૫૫**—જે પ્રમાણે નામમાં લિંગ, વચન અને કારકને લીધે ફેરફાર થાય છે તે પ્રમાણે ક્રિયામાં પણ લિંગ, વચન, પુરુષ, વાચ્ય, અર્થ અને કાળને લીધે ફેરફાર થાય છે. જેમકે,

### पढ़–धातु

( ૧ ) લિંગ–लड़का **पढ़ता** है। ( पुँल्लिंग कर्ता ), लड़की **पढ़ती** है। ( स्त्रीलिंग कर्ता ).

( ૨ ) વચન–वह **पढ़ता** है। (एकवचन ), वे **पढ़ते** हैं। ( बहुवचन ).

( ૩ ) પુરુષ–मैं **पढ़ता** हूँ। ( उत्तम पुरुष ), तुम **पढ़ते** हो। ( मध्यम पुरुष ),

( ૪ ) વાચ્ય–लड़का पुस्तक **पढ़ता** है। ( कर्तृवाच्य )
लड़के से पुस्तक **पढ़ी जाती** है। ( कर्मवाच्य )

( ૫ ) અર્થ–लड़का पुस्तक **पढ़ता** है। ( निश्चयार्थ )
पुस्तक **पढ़** । ( आज्ञार्थ )

( ૬ ) કાળ–लड़का पुस्तक **पढ़ता** है। ( वर्तमानकाल )
लड़का पुस्तक **पढ़ेगा**। ( भविष्यत्काल )

### वाच्य

**૨૫૬**—વાક્યમાં ક્રિયાનો સંબંધ મુખ્યતઃ કર્તા, કર્મ અને ક્રિયાના ભાવાર્થ સાથે હોય છે. તેથી કેટલાંક વાક્યોમાં ક્રિયાનું રૂપ કર્તાના પુરુષ, લિંગ અને વચન પ્રમાણે બદલાય છે. કેટલાંક વાક્યોમાં ક્રિયાનું રૂપ કર્મના પુરુષ લિંગ અને વચન પ્રમાણે બદલાય છે અને કેટલાંક વાક્યોમાં ક્રિયાનું રૂપ કર્તા અથવા કર્મ પ્રમાણે બદલાતું નથી પણ હમેશ અન્ય પુરુષ પુંલ્લિંગ એકવચનમાંજ રહે છે. જેમકે, राम पुस्तक पढ़ता है। અહીં ક્રિયાનું રૂપ,

પુંલ્લિંગ કર્તા 'राम' ના પુરુષ, લિંગ, વચન પ્રમાણે છે. **राम ने पुस्तक पढ़ी।** અહીં ક્રિયાનું રૂપ, સ્ત્રીલિંગ કર્મ 'पुस्तक' ના પુરુષ, લિંગ અને વચન પ્રમાણે છે. **धूप में मुझसे चला नहीं जाता।** એ વાક્યમાં ક્રિયાનું રૂપ અન્ય પુરુષ પુંલ્લિંગ એકવચનમાં છે. અને તેમાં चला जाना ક્રિયાનો ભાવાર્થ મુખ્ય છે.

**૨૫૭**—સંસ્કૃત અને અંગ્રેજી ભાષામાં ક્રિયાનું રૂપ હમેશ કર્તાના પુરુષ લિંગ અને વચન પ્રમાણેજ હોય છે. હિંદી, ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓમાં ક્રિયાનું રૂપ કેટલીક વખત કર્તા પ્રમાણે અને કેટલીક વખત કર્મ પ્રમાણે બદલાય છે. સંસ્કૃત અને અંગ્રેજી ભાષાના વ્યાકરણનો આ ભેદ હમેશ ધ્યાનમાં રાખવા જેવો છે. **भृत्यो भारं नयति।** અને **भृत्येन भारो नीयते।** એ બંને વાક્યોમાં ક્રિયાનું રૂપ કર્તાપ્રમાણે છે. ફક્ત પહેલા વાક્યનું કર્મ ( **भारं** ) બીજા વાક્યમાં કર્તા ( **भारः** ) પ્રમાણે પ્રયુક્ત થયું છે. He writes a book. A book is written by him. આ વાક્યોમાં પણ ઉપર પ્રમાણેજ ક્રિયાનું રૂપ કર્તા પ્રમાણે બદલાયું છે. **मैंने पुस्तक पढ़ी।** મેં પુસ્તક વાંચ્યું. **मीं पुस्तक वाचलें** આ ત્રણે વાક્યોમાં ક્રિયાનું રૂપ કર્મ પ્રમાણે બદલાયું છે.

ક્રિયાનું મૂળ-કર્મ—જેમાં ક્રિયાનું ફળ રહેલું હોય છે—કર્તા કારકમાં મૂકીને જે વાક્યરચના થાય છે તેને અંગ્રેજીમાં Passive Voice અને સંસ્કૃતમાં **कर्मणि प्रयोग** કહે છે.

**૨૫૮**—ક્રિયાના જે રૂપથી વાક્યમાં ક્રિયા દ્વારા કરેલા વિધાનનો મુખ્ય વિષય કર્તા છે, કર્મ છે અથવા કેવળ ભાવ છે એનો બોધ થાય છે તેને **वाच्य** કહે છે. સંસ્કૃતમાં वाच्य અને प्रयोग, પર્યાયવાચી શબ્દ છે.

ટીપ —હિંદી અને સંસ્કૃત વાક્યરચનામાં ઉપર લખ્યા પ્રમાણે મૂલતઃ ભેદ હોવા થી पंडित कामता प्रसाद गुरु 'वाच्य' અને 'प्रयोग' ભિન્ન ભિન્ન અર્થમાં વાપરે છે.

( જુઓ, અનુવાક ૨૬૧ ).

**૨૫૯**—વાચ્ય ત્રણ પ્રકારના છે ( ૧ ) **कर्तृवाच्य**, ( ૨ ) **कर्मवाच्य** અને ( ૩ ) **भाववाच्य**.

**૨૬૦**—**कर्तृवाच्य**—कर्तृवाच्य માં ક્રિયા દ્વારા વાક્યમાં કરેલા વિધાનનો મુખ્ય, વિષય કર્તા હોય છે. જેમકે, राम पुस्तक पढ़ता है। राम ने पुस्तक पढ़ी।

**कर्मवाच्य**— कर्मवाच्य માં વાક્યનું અથવા ક્રિયાના વિધાનનું મુખ્ય ઉદ્દેશ્ય અથવા વિષય કર્મ હોય છે. જેમકે, राम से पुस्तक पढ़ी जाती है। उससे ख़त भेजा गया। मुझसे यह दुःख न सहा जायगा।

**भाववाच्य**—ક્રિયાના જે રૂપથી વાક્યનું ઉદ્દેશ્ય કર્તા પણ નથી અને કર્મ પણ નથી પણ કેવળ ધાતુનો ભાવજ મુખ્ય છે, એવો બોધ થાય છે તેને भाववाच्य કહે છે. જેમકે, धूप में चला नहीं जाता। मच्छरों के कारण सोया नहीं जाता।

**૨૬૧**—कर्तृवाच्य, अकर्मक અને सकर्मक બંને ક્રિયાઓમાં આવી શકે છે कर्मवाच्य કેવળ सकर्मक क्रिया માં અને भाववाच्य કેવળ अकर्मक क्रिया માંજ આવે છે.

वाच्य માં વાક્યના ઉદ્દેશ્યનો વિચાર મુખ્ય હોય છે. ક્રિયાનું રૂપ, કર્તા કર્મ પ્રમાણે બદલાય છે કે નહિ તે વિચાર वाच्य માં પ્રકૃત હોતો નથી. તે વિચાર પ્રયોગમાં અગત્યનો હોય છે.

## ( ૧ ) कर्तृवाच्य

### ૨૬૨—कर्तृवाच्य-अकर्मक धातु

( ૧ ) वह चलता है। वह गया। राम हँसा। तू जाएगा। વગેરે વાક્યોમાં કર્તા પ્રધાન હોવાથી ક્રિયા कर्तृवाच्य માં છે. એનો કર્તા अविभक्तिक कर्ताकारक માં છે.

( ૨ ) **राम ने** नहाया **है**। **उसने** छींका। એ વાક્યોમાં કર્તા પ્રધાન છે. પરન્તુ કર્તા, सविभक्तिक कर्ता कारक માં છે.

### कर्तृवाच्य-सकर्मक धातु

( ૧ ) वह आम खाता है। लड़की आम खाएगी। અહીં કર્તા अविभक्तिक कर्ताकारक માં છે. તેમજ કર્મ પણ अविभाक्तिक कर्मकारक માં છે.

( ૨ ) मोहन **राम को** पहचानता है । लड़की **सहेली को** बुलाती है । અહીં કર્તા अविभक्तिक कर्ताकारक માં છે પરંતુ કર્મ सविभक्तिक कर्मकारक માં છે.

( ૩ ) **लड़के ने** फल खाया । **लड़के ने** पुस्तक पढ़ी । અહીં કર્તા सविभक्तिक कर्ताकारक માં છે. પરંતુ કર્મ अविभक्तिक कर्मकारक માં છે.

( ૪ ) **मोहन ने राम को** पहचाना । **लड़की ने सहेली को** बुलाया । **लड़के ने उसे** पहचाना । આ વાક્યોમાં કર્તા અને કર્મ બંને सविभक्तिक કારકોમાં છે.

ટીપ—ગુજરાતીમાં कर्तृवाच्य ની રચના થોડી ભિન્ન છે તે નીચેના દાખલા પરથી સ્પષ્ટ થશે—

( ૧ ) રામે મોહનને **ઓળખ્યો** — राम ने मोहन को **पहचाना** ।

( ૨ ) રામે બહેનને **ઓળખી** — राम ने बहिन को **पहचाना** ।

( ૩ ) રામે મિત્રોને **ઓળખ્યા** — राम ने मित्रों को **पहचाना** ।

( ૪ ) રામે બહેનોને **ઓળખી** — राम ने बहिनों को **पहचाना** ।

( ૫ ) સીતાએ રામને **ઓળખ્યો** — सीता ने राम को **पहचाना** ।

( ૬ ) સીતાએ સુમિત્રાને **ઓળખી** — सीता ने सुमित्रा को **पहचाना** ।

( ૭ ) કંસે દેવકીને રથમાંથી **ખેંચી લીધી** — कंस ने देवकी को रथ में से **खींच लिया** ।

( ૮ ) કંસે વસુદેવને રથમાંથી **ખેંચી લીધો**—कंस ने वसुदेव को रथ में से **खींच लिया** ।

ગુજરાતીમાં ઉપલાં વાક્યો કર્મણિપ્રયોગમાં છે અને હિંદીમાં તે कर्तृवाच्य भावे प्रयोग માં છે.

## ( ૨ ) **कर्मवाच्य**

**૨૬૩**—कर्मवाच्य કેવળ सकर्मक क्रिया માંજ હોય છે. वह आम खाता है । એ વાક્યમાં કર્તા પ્રધાન છે. તેથી એમાં कर्तृवाच्य છે. એ વાક્યમાં **वह** કર્તા છે અને **आम** કર્મ છે. મૂળ કર્મ, कर्ताकारक માં અને મૂળ કર્તા, करणकारक માં મૂકવાથી कर्तृवाच्य નું રૂપાંતર कर्मवाच्य માં થાય છે. જેમકે,

वह आम खाता है। ( कर्तृवाच्य )

उससे आम खाया जाता है। ( कर्मवाच्य )

बालक से किताब पढ़ी जाती है। शिकारी द्वारा शेर मारा गया।

उनसे हम बुलाए जाएँगे। उनसे हम बुलाई जाएँगी। આ બધાં વાક્યોમાં કર્મવાચ્ય છે.

( १ ) **उनसे हम** बुलाए जाएँगे। એનું મૂળવાક્ય वे हमको बुलाएँगे। એ છે. મૂળ વાક્યનો કર્તા **वे**, करणकारक માં અને મૂળ કર્મ **हमको** અવિભક્તિક कर्ताकारक માં મૂકવાથી कर्तृवाच्य નું कर्मवाच्य માં રૂપાંતર થયું છે.

( २ ) उनसे हमको बुलाया जायगा। અહીં મૂળવાક્યનો કર્તા करणकारक માં અને કર્મ સવિભક્તિક कर्मकारक માં મૂકાયાં છે.

( ३ ) राम घड़ी लाता है। ( कर्तृवाच्य )

( ४ ) राम से घड़ी लाई जाती है। ( कर्मवाच्य )

અહીં મૂળ કર્તા करणकारकમાં અને મૂળ કર્મ અવિભક્તિક कर्ता-कारक માં છે.

( ५ ) राम से घड़ी को लाया जाता है। એમાં મૂળ કર્તા करणकारक માં અને મૂળ કર્મ સવિભક્તિક कर्मकारक માં છે. कर्मवाच्यમાં જ્યારે મૂળ કર્તા અને કર્મ બંને સવિભક્તિક હોય છે ત્યારે ક્રિયાનું રૂપ હમેશ अन्य पुरुष पुँल्लिंग एकवचन માં રહે છે.

**२६४**—जनना, भूलना, खोना વગેરે કેટલીક સકર્મક ક્રિયાઓનો પ્રયોગ कर्मवाच्यમાં બહુધા હોતો નથી.

**२६५**—દ્વિકર્મક ક્રિયાના कर्मवाच्यમાં, મૂળ વાક્યનું प्रधानकर्म ક્રિયાના વિધાનનો મુખ્ય વિષય બને છે અને મૂળ गौणकर्म જેમનું તેમ રહે છે. જેમકે,

'राजा **पंडित को** दान देता है।' એનું कर्मवाच्य,

'राजा से **पंडित को** दान दिया जाता है।' એવું થાય છે.

**२६६**—હિંદીમાં कर्मवाच्य ક્રિયાનો પ્રયોગ હમેશ થતો નથી. તેનો પ્રયોગ નીચે લખેલા પ્રસંગે થાય છેઃ—

( ૧ ) કર્તા જ્યારે અવ્યક્ત અથવા અજ્ઞાત હોય. જેમકે—
सब धन लूटा गया। हुक्म दिया जाय। पत्र लिखा जाय।

( ૨ ) કાનૂની ભાષામાં—इत्तिला दी जाती है। सख़्त सज़ा दी जायगी।

( ૩ ) અસમર્થતાના અર્થમાં—मुझसे वह दृश्य देखा न जायगा।
मुझसे इतना दूध नहीं पिया जायगा।

૨૬૭—कर्मवाच्य ने સ્થાને હિંદીમાં નીચે મુજબની રચના જોવામાં આવે છે:—

( ૧ ) ऐसा कहते हैं। ने સ્થાને ऐसा कहा जाता है।
( ૨ ) मकान बनता है। ,, मकान बनाया जाता है।
( ૩ ) वह लड़ाई में मरा। ,, वह लड़ाई में मारा गया।
( ૪ ) सुनने में आया है। ,, सुना गया है।
( ૫ ) वे अपने पक्ष के नेता हुए। ,, वे अपने पक्ष के नेता बनाए गए।
( ૬ ) वह चित्र राम का बनाया होगा। ,, वह चित्र राम से बनाया गया होगा।

## ( ३ ) भाववाच्य

૨૬૮—भाववाच्य માં ધાતુનો ભાવ પ્રધાન રહે છે. भाववाच्य अकर्मक क्रिया માંજ બને છે. અને તેમાં ક્રિયાનું રૂપ હમેશ अन्यपुरुष, पुँल्लिंग एकवचन રહે છે. भाववाच्य નો ઉપયોગ વિશેષ કરીને નિષેધાર્થક વાક્યોમાં અથવા અશક્તતાના અર્થમાં થાય છે. જેમકે—

राम से बैठा नहीं जाता। घोड़े से दौड़ा नहीं जाता।

( ૧ ) **मैं** हँसता हूँ। ( कर्तृवाच्य )

( ૨ ) **मुझसे** हँसा जाता है। ( भाववाच्य ) અહીં મૂળ વાક્યનો કર્તા **मैं** करणकारक માં મૂકાયો છે.

## प्रयोग

૨૬૯—નામ પ્રમાણે ક્રિયામાં પણ લિંગ, વચન અને પુરુષને લીધે ફેરફાર થાય છે. ક્રિયાના પુરુષ, લિંગ અને વચન, કોઈ વખત કર્તા પ્રમાણે અને કોઈ વખત કર્મ પ્રમાણે બદલાય છે. કોઈ વખતે ક્રિયાનું રૂપ કર્તા અને કર્મ બંનેમાંથી એક પ્રમાણે પણ બદલાતું નથી.

**૨૭૦—कर्तरि प्रयोग**—જે ક્રિયામાં ક્રિયાનું રૂપ કર્તાના પુરુષ, લિંગ અને વચન પ્રમાણે બદલાય છે તેને कर्तरिप्रयोग કહે છે. જેમકે—

मैं **जाता** हूँ। वह **जाती है**। लड़के **जाते** हैं। राम आम **खाता है**। लड़की ग्रंथ **पढ़ती है**। અહીં ક્રિયાનું રૂપ કર્તા પ્રમાણે બદલાયું છે.

**૨૭૧—राम पुस्तकें पढ़ता है**। અને **राम ने पुस्तकें पढ़ीं**। આ બંને વાક્યોમાં કર્તા (राम) પ્રધાન છે. પરંતુ પ્રથમ વાક્યમાં ક્રિયાનું રૂપ પુંલિંગ કર્તા राम પ્રમાણે પુંલિંગ એકવચનમાં છે, અને राम ने पुस्तकें पढ़ीं એ બીજા વાક્યમાં ક્રિયાનું રૂપ સ્ત્રીલિંગ કર્મ, (पुस्तकें) પ્રમાણે સ્ત્રીલિંગ બહુવચનમાં છે. બંને વાક્યોમાં કર્તા પ્રધાન હોવાથી ક્રિયાનું कर्तृवाच्य છે. પરંતુ પ્રથમ વાક્યમાં ક્રિયાનો પ્રયોગ कर्तरि, એટલે કર્તાપ્રમાણે છે, અને બીજામાં ક્રિયાનો પ્રયોગ कर्मणि એટલે કર્મ પ્રમાણે છે.

**૨૭૨—कर्मणिप्रयोग**—જે ક્રિયાનું રૂપ કર્મના પુરુષ, લિંગ અને વચન પ્રમાણે બદલાય છે તેને कर्मणिप्रयोग કહે છે. જેમકે—

राम ने पुस्तकें पढ़ीं। राम ने ग्रंथ पढ़ा।
राम से पुस्तकें पढ़ीं गयीं। राम से ग्रंथ पढ़ा गया।

અહીં પહેલાં બે વાક્યોમાં ક્રિયાનું રૂપ કર્મ પ્રમાણે બદલાયું છે. પહેલાં બે વાક્યોનું કર્મ, છેલ્લાં બે વાક્યોમાં કર્તા સ્થાને મૂકાયું છે. राम ने पुस्तकें पढ़ीं, राम ने ग्रंथ पढ़ा। એમાં કર્તા પ્રધાન છે પણ ક્રિયાનું રૂપ કર્મ પ્રમાણે છે; એટલે અહીં **कर्तृवाच्य कर्मणि प्रयोग** છે. राम से पुस्तकें पढ़ीं गईं, એને राम से ग्रंथ पढ़ा गया। એ વાક્યોમાં **कर्मवाच्य कर्मणि प्रयोग** છે.

ટીપ—વસ્તુતઃ राम से पुस्तकें पढ़ी गईं। राम से ग्रंथ पढा गया। એમાં ક્રિયાનું રૂપ કર્તા પ્રમાણેજ બદલાયું છે. કેમકે ઉપલાં વાક્યોમાં पुस्तकें અને ग्रंथ એ કર્તા છે. પરંતુ ક્રિયાના વિધાનનું મુખ્ય ઉદ્દેશ્ય મૂળ ક્રિયાનું (पढ़ना) કર્મ હોવાથી એ વાક્યોમાં कर्मवाच्य પ્રયુક્ત થયું છે. એવા પ્રયોગોને કેટલાક कर्मकर्तरि प्रयोग કહે છે. તે સંજ્ઞા અમને વધારે ઉચિત લાગે છે.

૨૭૩—भावे प्रयोग—જે ક્રિયામાં ક્રિયાનું રૂપ કર્તાના અથવા કર્મના પુરુષ, લિંગ અને વચન પ્રમાણે બદલાતું નથી પણ હમેશ अन्यपुरुष, पुँल्लिंग, एकवचन માં જ રહે છે તેને **भावे प्रयोग** કહે છે. જેમ કે, राम ने छींका, यहाँ बैठा नहीं जाता, राम ने मोहन को बुलाया, राम से मोहन को बुलाया जायगा ।

## वाच्य અને प्रयोग

૨૭૪—(૧) અકર્મક ક્રિયાના कर्तृवाच्य ના कर्तरि અને भावे એવા બે प्रयोग થાય છે.

(૨) અકર્મક ક્રિયાના भाववाच्य નો કેવળ भावे प्रयोग જ થાય છે.

(૩) અકર્મક ક્રિયાનું कर्मवाच्य હોતું નથી.

(૪) સકર્મક ક્રિયાના कर्तृवाच्य ના कर्तरि, कर्मणि અને भावे એવા ત્રણ પ્રયોગ થાય છે.

(૫) સકર્મક ક્રિયાના कर्मवाच्य માં कर्मणि અને भावे એવા બે પ્રયોગ થાય છે.

(૬) સકર્મક ક્રિયાનું भाववाच्य હોતું નથી.

૨૭૫—એ રીતે वाच्य અને प्रयोग મળીને ક્રિયાનાં રૂપોના આઠ પ્રકાર થાય છે.

**अकर्मक क्रिया—**

(१) राम हँसता है ।—कर्तृवाच्य कर्तरि प्रयोग.
(२) राम ने छींका ।— ,, भावे ,,
(३) राम से हँसा जाता है—भाववाच्य भावे प्रयोग.

**सकर्मक क्रिया—**

(४) राम आम खाता है ।—कर्तृवाच्य कर्तरि प्रयोग.
(४अ) राम मोहन को पढ़ाता है ।—,, ,,
(५) राम ने पुस्तक पढ़ी ।—कर्तृवाच्य कर्मणि ,,
(५ अ) राम ने मोहन को किताब पढ़ाई । कर्तृवाच्य कर्मणि प्रयोग
(६) राम ने मोहन को पढ़ाया ।— ,, भावे ,,
(७) राम से किताब पढ़ी गई ।—कर्मवाच्य कर्मणि ,, ( कर्म कर्तरि )
(८) राम से मोहन को पढ़ाया जायगा । ,, भावे ,,

**( ૭ ) कर्मवाच्य—भावे प्रयोग—निश्चयार्थ**

( १ ) सामान्य वर्तमान— तुझसे ( नौकर को ) भेजा जाता है ।
( २ ) पूर्ण वर्तमान — तुझसे भेजा गया है ।
( ३ ) सामान्य भूत — तुझसे भेजा गया ।
( ४ ) अपूर्ण भूत — तुझसे भेजा जाता था ।
( ५ ) पूर्ण भूत — तुझसे भेजा गया था ।
( ६ ) सामान्य भविष्यत्– तुझसे भेजा जाएगा ।

**कर्मवाच्य—भावे प्रयोग—संभावनार्थ**

( १ ) संभाव्य वर्तमान — तुझसे भेजा जाता हो ।
( २ ) संभाव्य भूत — तुझसे भेजा गया हो ।
( ३ ) संभाव्य भविष्यत्— तुझसे भेजा जाए ।

**कर्मवाच्य—भावे प्रयोग—संदेहार्थ**

( १ ) संदिग्ध वर्तमान — तुझसे भेजा जाता होगा ।
( २ ) संदिग्ध भूत — तुझसे भेजा गया होगा ।

**कर्मवाच्य—भावे प्रयोग—आज्ञार्थ**

( १ ) प्रत्यक्षविधि — तुझसे भेजा जाय ।
( २ ) परोक्षविधि — હોતો નથી.

**कर्मवाच्य—भावे प्रयोग—संकेतार्थ**

( १ ) सामान्य संकेतार्थ— तुझसे भेजा जाता ।
( २ ) अपूर्ण संकेतार्थ — तुझसे भेजा जाता होता ।
( ३ ) पूर्ण संकेतार्थ — तुझसे भेजा गया होता ।

---

# પ્રકરણ ૩૬મું

## क्रिया–विचार

### संयुक्त क्रिया

**૩૧૪**—કોઈ વિશેષ અર્થમાં બે કે બેથી વધારે ક્રિયા ભેગી થઈ એક ક્રિયા બની જાય છે તે **संयुक्त क्रिया** કહેવાય છે. જેમકે,

वह मुझे कहानी **सुनाने लगा** । उसने तलवार **फेंक दी** । એમાં सुनना અને लगना તેમજ फेंकना અને देना આ બબ્બે ક્રિયા વિશિષ્ટ અર્થમાં ભેગી ( संयुक्त ) થઈ છે.

**૩૧૫**—संयुक्त क्रिया માં મુખ્ય અર્થવાળી ક્રિયા પોતાના कृदंत ના રૂપ માં રહે છે અને સહાયક ક્રિયા પુરુષ, લિંગ, વચન, વાચ્ય, કાળ અને અર્થ પ્રમાણે બદલાય છે. જેમકે. ' वह मुझे कहानी **सुनाने लगा** ।' અહીં सुनाने એ क्रियार्थक संज्ञा અથવા સામાન્ય કૃદંત છે અને लगना એ ક્રિયા सामान्य भूतकाल માં છે.

**૩૧૬**—સહાયક ક્રિયા અકર્મક અથવા સકર્મક હોય તો संयुक्त क्रिया પણ સહાયક ક્રિયાપ્રમાણે અકર્મક કે સકર્મક થાય છે. જેમકે.

पढ़ना—**उसने** किताब **पढ़ी**—**वह** किताब **पढ़ चुका** ।
खाना—**मैंने** रोटी **खाई**— मैं रोटी **खा सका** ।
लेना— **उसने** रुपये **लिये**— उसने रुपये ले लिये ।
करना—उसने काम किया— उसने काम कर लिया ।

**૩૧૭**—રૂપપ્રમાણે संयुक्त क्रिया આઠ પ્રકારની હોય છે—

( ૧ ) क्रियार्थक संज्ञा (સામાન્ય કૃદંત ના યોગથી)—જુઓ અનુવાક ૨૪૧
( ૨ ) वर्तमानकालिक कृदंत ના યોગથી— ,, ,, ૨૪૩
( ૩ ) भूतकालिक कृदंत ના યોગથી— ,, ,, ૨૪૪
( ૪ ) पूर्वकालिक कृदंत ના યોગથી— ,, ,, ૨૪૯
( ૫ ) अपूर्ण क्रियावाचक कृदंत ના યોગથી— ,, ,, ૨૫૨
( ૬ ) पूर्ण क्रियावाचक कृदंत ના યોગથી— ,, ,, ૨૫૪
( ૭ ) संज्ञा ( નામ ) અથવા विशेषण ના યોગથી—
( ૮ ) पुनरुक्त संयुक्त क्रिया.

**૩૧૮**—आना, उठना, करना, चाहना, चुकना, जाना, देना, डालना, पड़ना, पाना, बनना, रहना, लगना, लेना, सकना, होना એ ક્રિયાઓ संयुक्त क्रिया માં सहायक क्रिया તરીકે આવે છે.

ટીપ—सकना અને चुकना સિવાયની બીજી બધી ક્રિયા સ્વતંત્ર રીતે પણ વપરાય છે અને અર્થપ્રમાણે બીજી સહાયક ક્રિયાઓ સાથે મળીને संयुक्त क्रिया પણ બની શકે છે. જેમકે—

वह मेरी पुस्तक **लेता है**। मैंने मकान **देख लिया**।
वह यहाँ **रहता है**। वह किताब **पढ़ रहा है**।

**( અ ) क्रियार्थक संज्ञा ના યોગથી બનેલી संयुक्त क्रिया—**

**૩૧૯**—क्रियार्थक संज्ञा, सहायक क्रिया સાથે બે રૂપમાં આવે છે. ( ૧ ) साधारण रूप ( २ ) विकृत रूप.

( १ ) क्रियार्थक संज्ञा ના साधारण रूप સાથે **पड़ना, होना** અથવા **चाहिए** ક્રિયા જોડવાથી **आवश्यकताबोधक संयुक्त क्रिया** બને છે. જેમકે, उसे **जाना पड़ा**। पाँच बजे मुझे **आना होता है**। अब **पढ़ना चाहिए**।

संयुक्त क्रिया માં જ્યારે क्रियार्थक संज्ञा નો પ્રયોગ વિશેષણ જેવો હોય છે ત્યારે વિશેષ્યનાં લિંગ, વચન પ્રમાણે બહુધા તે બદલાય છે. જેમકે. पत्र **लिखना चाहिए**। किताब **पढ़नी चाहिए**। कपड़े **सिलाने होंगे-पड़ेंगे-चाहिएँ**।

( २ ) क्रियार्थक संज्ञा ના विकृत रूप થી ત્રણ પ્રકારની संयुक्त क्रिया બને છે.

( ક ) **प्रारंभ** નો બોધ કરાવવા માટે ' लगना ' ક્રિયા લગાડીને. જેમકે,
वह **पढ़ने लगा**। मैं **दौड़ने लगा**।

( ખ ) **अनुमति** નો બોધ કરાવવા માટે ' देना ' જોડીને. જેમકે--
मैंने चिड़ियों को कमरे में **आने दिया**। हमको वहाँ **जाने दो**।

( ગ ) **अवकाश** નો બોધ કરાવવા ' **पाना** ' જોડીને. જેમકે,
उसको तुम **देखने न पाओगे**।

ટીપ—' पाना ' કોઈ કોઈ વખત पूर्वकालिक कृदंत સાથે અકર્મક ક્રિયાપ્રમાણે આવે છે. જેમકે—

मैं किताब अच्छी तरह **पढ़ न पाया**।

**( આ ) वर्तमानकालिक कृदंत ના યોગથી બનેલી संयुक्त-क्रिया—**

**૩૨૦**—નિત્યતાનો બોધ કરાવવા માટે '**आना**', '**जाना**', '**रहना**' ક્રિયા જોડવાથી. જેમકે—

हम लोग यह बात कब से **सुनते आते हैं**। वह **गाता ही गया**।
लड़की एक घंटे तक किताब **पढ़ती रही**।

ટીપ—(૧) આ ક્રિયામાં કૃદંતનાં લિંગ, વચન વિશેષ્ય પ્રમાણે બદલાય છે.

(૨) 'जाता रहना' નો અર્થ ઘણી વખતે 'મરી જવું' 'નષ્ટ થવું' અથવા 'ચાલી જવું' એવો થાય છે. જેમકે—

बीमारी में वह **जाता रहा**। बाज़ी हाथ से **जाती रही**।

**(ઇ) भूतकालिक कृदंत ના યોગથી બનેલી संयुक्तक्रिया—**

**૩૨૧**—અકર્મક ક્રિયાના भूतकालिक कृदंत સાથે '**जाना**' ક્રિયા આવવાથી **तत्परता** નો બોધ થાય છે. આ ક્રિયા ફક્ત वर्तमानकालिक कृदंत થી બનેલા કાળોમાંજ વપરાય છે. જેમકે—

क्यों इतना **बोले जाते हो**?

ટીપ—'जाना' ક્રિયાની સાથે 'जाना' સહાયક ક્રિયા તરીકે આવતી નથી. 'चलना' ની સાથે 'जाना' લગાડવાથી ચાલી જવાની ક્રિયા ટૂંકથી કહી જાય છે. જેમકે—

थोड़ी देर बैठकर वे **चले गये**।

**૩૨૨**—भूतकालिक कृदंत પછી '**करना**' ક્રિયા આવવાથી **नियमितता** નો બોધ થાય છે જેમકે—

तो क्या तुम इतने दिन खटिया **तोड़ा** किए?
हमको चाहिए कि हम स्वदेशी चीज़ें **खरीदा करें**।

ટીપ—કોઈ કોઈ વખત ત્રણ ક્રિયાઓના યોગથી **रीति** નો બોધ કરાવનાર संयुक्तक्रिया બને છે. એમાં પહેલી ક્રિયા पूर्वकालिक कृदंत અને બીજી भूतकालिक कृदंत માં હોય છે. જેમકે—

नारदजी हरेक बात साफ़ साफ़ **कह दिया करते थे**।
वह रोज़ का हिसाब रोज़ **लिख लिया करता था**।

**૩૨૩**—भूतकालिक कृदंत **સાથે चाहना** ક્રિયા જોડવાથી इच्छा અથવા निकटवर्ती ક્રિયાનો બોધ થાય છે. જેમકે—

वह आया **चाहता है**। विमान उड़ा **चाहता है**।

**( ઈ ) पूर्वकालिक कृदन्त ના યોગથી બનેલી संयुक्तक्रिया—**

**૩૨૪**—વધારે નિશ્ચય બતાવવા માટે उठना, बैठना, आना, जाना, लेना, देना, पड़ना, रहना એ ક્રિયાઓ पूर्वकालिक कृदंत સાથે આવે છે. જેમકે—

**उठना**—આ સહાયક ક્રિયાથી કોઈ કાર્ય ઓચિંતું થયું એવો બોધ થાય છે, જેમકે—

पक्षी **बोल उठे**। चिड़ियाँ **चहचहा उठीं**। बच्चा **रो उठा**।
हृदय **काँप उठा**।

**बैठना**—ધૃષ્ટતાના અર્થમાં. જેમકે—

गुस्से में वह कुछ का कुछ **कह बैठा**।

**आना**—नदी किनारों तक **चढ़ आई है**। वह मौत के मुँहमें से **बच आया**।

**जाना**—આ ક્રિયા कर्मवाच्य અને भाववाच्य બનાવવામાં પ્રયુક્ત થાય છે. તેથીજ એના યોગથી કેટલીક સકર્મક ક્રિયા અકર્મક થઈ જાય છે. જેમકે—

उसने **मुझको छुआ**। ( સક૦ ) इतना धन होते हुए भी उसको अभिमान **छू** न गया **गया था**।

**लेना**—खाना **खा लिया**। किताब **पढ़ ली**।

ટીપ—लेना અને देना પોતાની સાથે પોતાનીજ સહાયક ક્રિયા સાથે પણ આવે છે. જેમકે—

उसने बदला **ले लिया**। मैंने किताबें **ले लीं**।

**देना**—उन्होंने यह ख़बर उनको **सुना दी**। ख़बर सुन कर वे **चल दिए**। राम ने मेरी किताब वापस **दे दी**।

**पड़ना**—वह बीच में ही **बोल पड़ा**। बिल्ली **चौंक पड़ी**।

उसने किताब **फाड़ डाली**। उसने वह काम **कर डाला**। आग ने मकान **जला डाला**।

**रहना**—આ ક્રિયા ઘણે ભાગે भूतकालिक कृदंत થી બનેલા કાળોમાં આવે છે. એના आसन्नभूत અને पूर्ण भूत કાળોથી અનુક્રમે अपूर्ण वर्तमान અને पूर्ण वर्तमान નો બોધ થાય છે. જેમકે—

वह किताब **पढ़ रही है**। वे नदी में **तैर रहे थे**।

**૩૨૫**—पूर्वकालिक कृदंत સાથે **सकना** ક્રિયા આવવાથી **शक्ति बोधक** संयुक्त क्रिया બને છે. જેમકે—

मैं **दौड़ सकता** हूँ। वह **पढ़ सकता** है। वह **खेल** न **सका**।

**૩૨૬**—**चुकना** ક્રિયા पूर्व कालिक कृदंत સાથે આવવાથી **पूर्णता** નો બોધ થાય છે. જેમકે—

वह किताब **पढ़ चुका** है। बादल **बरस चुके** हैं। सूरज **छिप चुका था**। मैं **खा चुका हूँ**।

**( ૩ ) अपूर्ण क्रियावाचक कृदंत ના યોગથી બનેલી संयुक्त क्रिया—**

**૩૨૭**—अपूर्ण क्रियावाचक कृदंत સાથે **बनना** સહાયક ક્રિયા લગાડવાથી **योग्यता** નો બોધ થાય છે. જેમકે—

न **हँसते बनता** है न **रोते बनता** है।

**( ડી ) पूर्ण क्रियावाचक कृदंत ના યોગથી બનેલી संयुक्तक्रिया-**

**૩૨૮**—**पूर्ण क्रियावाचक कृदन्त** સાથે **जाना** આવવાથી **निरंतरता** અથવા **सातत्य** નો બોધ થાય છે. જેમકે—

‘**पिये जा, पिये जा**।’ इसे अपने साथ क्यों नहीं **लिए जाते** ?

**૩૨૯**—पूर्ण क्रियावाचक कृदन्त સાથે **लेना, देना, डालना** અને **बैठना** આવવાથી **निश्चय** નો બોધ થાય છે. જેમકે—

यह बात मैं उन्हें **कहे देता** हूँ।

**( એ ) संज्ञा અથવા विशेषण ના યોગથી બનેલી संयुक्तक्रिया—**

330—નામ અથવા વિશેષણ સાથે **करना, देना, होना** જોડવાથી **नामबोधक संयुक्तक्रिया** બને છે. જેમકે—

खर्च–उसने सब रुपये **खर्च किए**–कर दिए। उसने सब रुपये **खर्च दिए**। उसके सब रुपये **खर्च हुए**–हो गये।

दुःष्यन्त को शकुन्तला का **स्मरण हुआ**। उसने गीता **कंठ की**। बादलों में बिजली कैसी सुन्दर **दिखाई देती है**।

**( औ ) पुनरुक्त संयुक्त क्रिया—**

**331—पुनरुक्त संयुक्तक्रिया** બે સમાન અર્થવાળી અથવા સમાન ધ્વનિવાળી ક્રિયાઓના યોગથી બને છે. જેમકે—

लेना–देना, करना–धरना, समझना–बूझना, पूछना–ताछना, बोलना–चालना, देखना–भालना, होना–हवाना, सोचना–विचारना, रोना–पीटना, खाना–पीना, हिलना–डुलना, खेलना–कूदना.

सब बेहोश पड़े थे, कोई **हिलता–डुलता** न था। **खेलते–कूदते** हुए गोप–बालक घर पहुँचे। हमेशा सोच विचार कर काम करो।

332—કોઈ કોઈ વખત સહાયક ક્રિયાના કૃદંત સાથે બીજી સહાયક ક્રિયા આવે છે, જેથી ત્રણ ચાર શબ્દોની संयुक्त क्रिया બની જાય છે. જેમકે—
मुझे इस वक्त ज़रूरी काम से बाहर **जाना पड़ रहा है**। वे आया करें तो उन्हें **आने दिया करो**। इसका तुम्हें इन्तज़ाम **कर लेना चाहिए**।

**333—ક્રિયાનો પદ-પરિચય—**

ક્રિયાના પદ-પરિચયમાં ક્રિયાનો ભેદ ( સકર્મક અથવા અકર્મક ), વાચ્ય, પ્રયોગ, કાળ, અર્થ, લિંગ, વચન, પુરુષ અને વાકયમાંનો તેનો સંબંધી શબ્દ આપવો પડે છે. જેમકે—

**( १ ) मैं कल आऊँगा।**

**आऊँगा**—क्रिया, अकर्मक, कर्तृवाच्य, कर्तरिप्रयोग, सामान्य भविष्यत् काल, निश्चयार्थ, पुँल्लिंग, एकवचन, उत्तमपुरुष, इसका कर्ता ' मैं ' है।

**( २ ) मुझसे चुप नहीं रहा जाता।**

**चुप नहीं रहा जाता**—चुप रह जाना संयुक्त क्रिया, अकर्मक, भाववाच्य

( भावे प्रयोग ), सामान्य वर्तमान काल, निश्चयार्थ, पुँल्लिंग एकवचन, अन्य पुरुष, इसका कर्ता ' चुप रह जाना ' क्रिया का भाव है ।

**( ३ ) लेटे हुए उसने पुस्तक पढ़ी ।**

पढ़ी—क्रिया, सकर्मक, कर्तृवाच्य, कर्मणिप्रयोग, सामान्य भूतकाल, निश्चयार्थ, स्त्रीलिंग, एकवचन, अन्यपुरुष, इसका कर्म ' पुस्तक ' है ।

( ४ ) अगर वह यह दृश्य **देखती तो काँप उठती ।**

देखती—क्रिया, सकर्मक, कर्तृवाच्य ( कर्तरिप्रयोग ), सामान्य संकेतार्थ, स्त्रीलिंग, एकवचन, अन्यपुरुष, इसका कर्ता ' वह ' और कर्म ' दृश्य ' है ।

काँप उठती—क्रिया, संयुक्त, अकर्मक, कर्तृवाच्य, सामान्य संकेतार्थ, स्त्रीलिंग, एकवचन, अन्यपुरुष, इसका कर्ता ' वह ' है ।

---

# પ્રકરણ ૩૭મું

## अविकारी शब्द—१

### क्रियाविशेषण

૩૩૪—નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયા આ ચાર પ્રકારના શબ્દોનું રૂપ વાકયોમાં લિંગ, વચન, પુરુષ, કાલ વગેરે કારણોને લીધે બદલાતું હતું. તેથી તે શબ્દો विकारी शब्द તરીકે ગણવામાં આવ્યા હતા. જે શબ્દોમાં ઉપર્યુક્ત કારણોને લીધે ફેરફાર થાતે નથી અને જે વાકયરચનામાં હમેશ પોતાના મૂળ રૂપમાંજ વપરાય છે તેમને **अविकारी शब्द** અથવા **अव्यय** કહે છે. બધાં લિંગોમાં, બધાં વચનોમાં અને બધી વિભક્તિઓમાં જેનો વ્યય થતો નથી તેને સંસ્કૃત વૈયાકરણો **अव्यय** કહે છે.

૩૩૫—અવ્યયો ચાર પ્રકારનાં છે. ( ૧ ) **क्रियाविशेषण** ( ૨ ) **सम्बन्ध बोधक** ( ૩ ) **समुच्चय बोधक** અને ( ૪ ) **विस्मयादि बोधक.**

૩૩૬--જે પ્રમાણે નામનાં વિશેષણોથી નામના ગુણધર્મો વ્યક્ત થાય છે અથવા તેની વ્યાપ્તિ મર્યાદિત થાય છે તે પ્રમાણે ક્રિયાનાં વિશેષણોથી પણ ક્રિયાના ગુણધર્મો અથવા તેની રીત વ્યક્ત થાય છે. જે અવ્યયો ક્રિયાની વિશેષતા બતાવે છે તેમને **क्रियाविशेषण** કહેવામાં આવે છે. જેમકે—

घोड़ा **तेज़** दौड़ता है। तू **कहाँ** जाता है। वह **आगे आगे** दौड़ता है। આ વાક્યોમાં तेज, कहाँ, आगे आगे આ શબ્દો પોતપોતાની ક્રિયાની વિશેષતા બતાવે છે.

૩૩૭--જે શબ્દો ક્રિયાવિશેષણોની પણ વિશેષતા બતાવે છે તે પણ આજ દૃષ્ટિથી ક્રિયાવિશેષણો સમજવા. જેમકે—

वह **बहुत थोड़ा** खाता है। लड़की **कैसा अच्छा** लिखती है। **ज़रा जल्दी** चलो।

૩૩૮—શબ્દના અર્થ પ્રમાણે ક્રિયાવિશેષણોના ચાર ભેદ થાય છે. (१) **स्थानवाचक** (२) **कालवाचक** (३) **परिमाणवाचक** (४) **रीतिवाचक.**

## (१) स्थानवाचक

૩૩૯—જે ક્રિયાવિશેષણ ક્રિયાનું સ્થાન, દિશા વગેરેનો બોધ કરાવે છે તેને स्थानवाचक क्रियाविशेषण કહે છે. જેમકે—

(અ) स्थितिवाचक—यहाँ, वहाँ, कहाँ, जहाँ, तहाँ, आगे, पीछे, ऊपर, नीचे, बाहर, भीतर, सामने, साथ, पास, दूर, सर्वत्र.

(આ) दिशावाचक—इधर, उधर, किधर, जिधर, दूर, परे, अलग, दाहिने, बाएँ, चारों ओर, आर पार, इस तरफ़, उस जगह.

## (२) कालवाचक

૩૪૦—જે ક્રિયાવિશેષણથી ક્રિયાનો સમય, અવધિ અથવા કોઈ ક્રિયાના વારંવાર થવાનો બોધ થાય છે, તેને कालवाचक क्रियाविशेषण કહે છે. જેમકે—

(અ) समयवाचक—आज, कल, परसों, तरसों, अब, जब, कब, तब, अभी, कभी, जभी, फिर, तुरंत, सबेरे, पहले, पीछे.

( આ ) अवधिवाचक—आजकल, नित्य, सदा, सर्वदा, सतत, निरंतर, अब तक, कभी कभी, अब भी, लगातार, दिन भर, कब का.

( ઇ ) पौनःपुन्यवाचक—बारबार, बहुधा, प्रति दिन, घड़ी घड़ी, कई बार, पहले, फिर, एक-दूसरे, तीसरे.

## ( ३ ) परिमाणवाचक

૩૪૧—જે ક્રિયાવિશેષણથી ક્રિયાના પરિમાણનો બોધ થાય છે તેને परिमाणवाचक क्रियाविशेषण કહે છે. જેમકે—

( અ ) आधिक्यबोधक—बहुत, अति, बड़ा, भारी, बहुतायत से, बिलकुल, सर्वथा, निरा, खूब, निपट, अत्यन्त.

( આ ) न्यूनताबोधक—कुछ, लगभग, ज़रा, थोड़ा, टुक, किंचित्, प्रायः.

( ઇ ) पर्याप्तिवाचक—बस, काफ़ी, बराबर, ठीक, केवल, चाहे, अस्तु.

( ઈ ) तुलनावाचक—अधिक, कम, इतना, उतना, जितना, कितना, बढ़कर, और.

( ઉ ) श्रेणीवाचक—थोड़ा-थोड़ा, क्रम-क्रमसे, बारी-बारीसे, तिल-तिल, एक-एक करके.

## ( ४ ) रीतिवाचक

૩૪૨—જે ક્રિયાવિશેષણથી ક્રિયાની રીતિનો બોધ થાય છે તેને रीतिवाचक क्रियाविशेषण કહે છે. હિંદીમાં रीतिवाचक ક્રિયાવિશેષણોની સંખ્યા ઘણી મોટી છે. જે ક્રિયાવિશેષણોનો સમાવેશ ઉપરના વર્ગોમાં થતો નથી તે બધાં रीतिवाचक વર્ગમાં આવી જાય છે. જેમકે—

( અ ) પ્રકાર—ऐसे, वैसे, कैसे, जैसे, तैसे, मानों, यथा, तथा, अथ, धीरे, अचानक, सहसा, वृथा, सहज, योंही, स्वयं, परस्पर, आप ही आप, एकसाथ, एकाएक, मनसे.

( આ ) નિશ્ચય—अवश्य, सही, सचमुच, बेशक, जरूर, अलबत्ता, यथार्थ में, वस्तुतः.

( ઍ ) અનિશ્ચય—कदाचित्, शायद, बहुत करके.

( ઈ ) સ્વીકાર—हाँ, जी, ठीक, सच.

( ઉ ) હેતુ—इस लिए, अत एव, क्यों, किस लिए, काहे को.

( ઊ ) નિષેધ—न, नहीं, मत.

( ઋ ) અવધારણા—तो, ही, मात्र, भर, तक.

## ક્રિયાવિશેષણોની રચના

૩૪૩—વ્યુત્પત્તિ અથવા શબ્દનાં રૂપપ્રમાણે ક્રિયાવિશેષણના **मूल**, **यौगिक** અને **स्थानीय** એવા ત્રણ ભેદ કરવામાં આવે છે. જેમકે—

( અ ) **मूल**—ठीक, दूर, अचानक, फिर, नहीं.

( આ ) **यौगिक**—શબ્દ સાથે શબ્દ અથવા પ્રત્યય જોડીને બનાવેલા.

( ૧ ) નામથી—मनसे, सबेरे, रातको, क्रमशः, दिनभर, राततक.

( ૨ ) વિશેષણથી—धीरे, सहजमें, चुपके, पहले, दूसरे, भूलेसे, बहुधा.

( ૩ ) સર્વનામથી—यहाँ, वहाँ, इधर, उधर, जिधर, तिधर, अब, कब, जब, इतना, उतना, जितना, अभी, तभी, ज्यों, त्यों.

( ૪ ) ધાતુથી—आते, करते, देखते हुए, बैठे हुए, लिए, चाहे, भूख के मारे.

( ૫ ) અવ્યયથી—यहाँ तक, कब का, ऊपर को, झट से, योंही.

( ૬ ) નામોની દ્વિરુક્તિથી—दिनदिन, हाथोंहाथ, पुर्जेपुर्जे, घड़ीघड़ी, बीचोंबीच.

( ૭ ) વિશેષણની દ્વિરુક્તિથી—एकाएक, ठीक ठीक, साफ़ साफ़.

( ૮ ) ક્રિયાવિશેષણની દ્વિરુક્તિથી—धीरे धीरे, बैठे बैठे, कब कब, कहाँ कहाँ, जहाँ जहाँ.

( ૯ ) બે ભિન્ન નામોથી—रात दिन, सांझ सबेरे, देश विदेश, घर बाहर.

( ૧૦ ) ભિન્ન ભિન્ન ક્રિયાવિશેષણોથી—जब कभी, जहाँ तहाँ, कल परसों, तले ऊपर, कहीं न कहीं, जब न तब.

( ૧૧ ) નામ અને વિશેષણથી—एकसाथ, हरदम, दो बार, हरदम, ज़बर्दस्ती, लगातार.

( ૧૨ ) અવ્યય અને બીજા શબ્દથી—यथाशक्ति, अनजाने, प्रतिदिन, बेफ़ायदा.

( ૧૩ ) સ્વાનુકારી–અનુકરણ શબ્દો—सरासर, धड़ाधड़, कड़ाकड़, तड़ातड़, गटगट.

( ૪ ) **स्थानीय**—જે શબ્દો રૂપાંતર થયા વિના વાક્યમાં ક્રિયાવિશેષણની જેમ વપરાય છે, તેમને स्थानीय ક્રિયાવિશેષણ કહે છે. આવા શબ્દો કોઈ વિશિષ્ટ અર્થને લીધેજ ક્રિયાવિશેષણ થઈ શકે છે. જેમકેઃ–

નામ—तुम मेरी मदद **पत्थर** करोगे। वह अपना **सिर** पड़ेगा। वह **खाक** मदद करेगा।

સર્વનામ—लीजिए महाराज, मैं **यह** चला। **वे** आते हैं पंडितजी। **यह** तो आप मुझे लज्जित करते हैं। **क्या** अच्छी बात है?

વિશેષણ—घोड़ा **कैसा** दौड़ा। लड़का **अच्छा** लिखता है। वह **उदास** बैठा है।

ધાતુસાધિત ( कृदंत )—वह **खाकर** दौड़ा। वे **देखकर** हँसे।

પ્રયોગાનુસાર ક્રિયાવિશેષણના ત્રણ ભેદ થાય છે. ( ૧ ) **साधारण**, ( ૨ ) **संयोजक** અને ( ૩ ) **अनुबद्ध**.

( અ ) **साधारण**—વાક્યમાં સાધારણ ક્રિયાવિશેષણ સ્વતંત્ર રીતે આવે છે. જેમકેઃ–लड़का **कहाँ** गया? तुम **जल्दी** आओ। **अब** वह क्या करे? આ વાક્યોમાં 'कहाँ,' 'जल्दी,' 'अब' આ ક્રિયાવિશેષણો વાક્યમાં કોઈ શબ્દ સાથે જોડેલાં ( સંબદ્ધ ) નથી.

( આ ) **संयोजक**—સંયોજક ક્રિયાવિશેષણો વાક્યના કોઈ ભાગ સાથે સંબદ્ધ હોય છે. જેમકેઃ–**जहाँ** पहले नदी का प्रवाह था **वहाँ** आज मरुस्थल है।

**૩૪૪**—( ૪ ) **अनुबद्ध**—અનુબદ્ધ ક્રિયાવિશેષણો વાક્યમાં અવધારણને માટે–ભાર બતાવવા–કોઈ શબ્દ સાથે આવે છે. જેમકેઃ–आपका दर्शन **मात्र** हमको पवित्र करेगा। तूने अभी खाया **तक** नहीं! यह **तो** किसीने धोखा **ही** दिया है।

હિંદીમાં સંસ્કૃત અને ફારસી અરબીપરથી કેટલાંક ક્રિયાવિશેષણો આવ્યાં છે. તે નીચે મુજબ છેઃ-

### ( १ ) संस्कृत क्रियाविशेषण

तत्सम—अतः, अस्तु, अकस्मात्, पुनः, पश्चात्, प्रायः, बहुधा, वृथा, वस्तुतः.

तद्भव—आज ( अद्य ), कल ( कल्य ), आगे ( अग्रे )

### ( २ ) फ़ारसी अरबी क्रियाविशेषण

तत्सम—अकसर, ज़रूर, बिलकुल, बाला-बाला ( ઉપરાઉપરી ) फ़ौरन् ( તરત ) शायद, ख़ैर, बावजूद ( આટલું હોવા છતાં )

तद्भव—ख़ूब, जल्दी, नगीच ( નજીક ), सही, हमेशा.

**૩૪૫—मत, न, અને नहीं ના પ્રયોગ—**

( १ ) **मत** ક્રિયાવિશેષણનો પ્રયોગ બહુધા વિધિ એટલે આજ્ઞા, પ્રાર્થના અનુમતિ વગેરે સૂચિત કરવા માટે થાય છે. જેમકેઃ-

ऐसा **मत** बोलो । ऐसा **मत** करो । वहाँ **मत** जाओ ।

( २ ) **न** નો પ્રયોગ નિષેધ, વિધિ વગેરે બતાવવા માટે થાય છે. જેમકેઃ—

मैं वहाँ **न** जाऊँगा ।—નિષેધ.

ऐसा फिर कभी **न** करना ।—વિધિ.

तुम वहाँ आओगे **न** ?—પ્રશ્નાર્થક-નક્કી કરવા માટે.

( ३ ) **नहीं**—નિષેધ અથવા નિશ્ચય પ્રકટ કરવા માટે અથવા કોઈ પ્રશ્ન નો જવાબ આપવા માટે 'नहीं' નો પ્રયોગ થાય છે. 'नहीं' ગુજરાતીના 'નથી' ( સંસ્કૃત-नास्ति ) નું સમાનાર્થક છે.

मैं **नहीं** पढ़ता । वह खाना **नहीं** खाता । मैंने भोजन **नहीं** किया । तुमने अखबार पढ़ा ?—**नहीं** ।

ટીપ—'नहीं' નો પ્રયોગ सामान्य वर्तमान, पूर्ण वर्तमान અને अपूर्ण वर्तमान માં થાય છે.

૩૪૬—કેટલાંક ક્રિયાવિશેષણના પ્રયોગોનાં ઉદાહરણો—

कबका—( ક્યારનો ) तुम्हारे साथ आनेको मैं **कबका** तैयार बैठा हूँ। हे प्रभु, हम आपको **कबके** पुकार रहे हैं। माँ **कबकी** राह देख रही है।

कहीं—( અનિશ્ચિત સ્થાન, અધિક અને કદાચના અર્થમાં )

बच्चा **कहीं** चला गया। वह उससे **कहीं** सुखी है।

विदूषक **कहीं** यह बात रानी से न कह दे।

क्यों कर—( કેવી રીતે )

यह काम **क्यों कर** बिगड़ा ?

ज्यों का त्यों—( જેવો નો તેવો )

आज भी ताज महल **ज्यों का त्यों** खड़ा है।

दास कबीरा ऐसी पहनी, **ज्यों की त्यों** रख दीनी, चदरिया।

ज्यों त्यों करके—( યેનકેન પ્રકારેણ )

**ज्यों त्यों करके** इतने दिन बिता दो।

तक—( અધિકતા, સુદ્ધાંના અર્થમાં )

शाकुन्तल का अनुवाद देशी भाषाओं में क्या यूरोपीय भाषाओं **तक** में हो गया है।

तो—( તો-ભાર મૂકીને કહેવા માટે )

किताब तुम्हींने **तो** ली थी।

परे—( તિરસ્કારમાં )

**परे** हो। **परे** हट।

भर—( બધું અથવા કેવળના અર્થમાં )

दिन **भर** में दो पैसे मिले। मेरे पास रुपया **भर** बाकी है।

योंही—( અકારણ-અમસ્તું જ )

उसने मुझे **योंही** बुलाया था।

ही—( નિશ્ચય અથવા ભાર બતાવનાર ' જ ' ના અર્થમાં )

अकेला राम **ही** धनुष तोड़ सका। उनसे **ही** पूछ लो।

૩૪૭—आकारान्त વિશેષણો વિશેષ્યનિઘ્ન હોય છે, એટલે કે તેનાં લિંગ અને વચન, વિશેષ્ય નાં લિંગ વચન પ્રમાણે બદલાય છે. આવાં અનેક

આકારાંત વિશેષણો ક્રિયાવિશેષણો તરીકે વપરાય છે, ત્યારે તેમનાં રૂપોમાં પણ એવોજ ફેરફાર ઘણીવાર થાય છે. જેમકે—

जितना–उतना—वह **जितना** बोला, उसकी हँसी भी **उतनी** ही **हुई** ।

આ વાકયમાં उतना આ ક્રિયાવિશેષણનું રૂપ हँसी આ સ્ત્રીલિંગ નામ પ્રમાણે બદલાયું છે.

३४८—अकर्मक क्रिया ના कर्तरि प्रयोग માં आकारान्त क्रियाविशेषण, कर्ता નાં લિંગ, વચન પ્રમાણે બદલાય છે. જેમકે—

कबका–माँ **कबकी** पुकार रही **है** । पिता **कबके** पुकार रहे **हैं** ।
खड़ा–लड़का **खड़ा** हुआ । गाड़ी **खड़ी** हुई । लोग **खड़े** हुए ।
कैसा–विमान **कैसा** उड़ा ? चिड़ियाँ **कैसी** उड़ीं ?

ઉપરનાં વાકયોમાં ‘ हो ’ અને ‘ उड़ ’ આ બે અકર્મક ધાતુઓનો કર્તરિ પ્રયોગ છે.

३४९—सकर्मक ધાતુના कर्तरि અને कर्मणि प्रयोग માં आकारांत क्रिया-विशेषण, कर्म નાં લિંગ, વચન પ્રમાણે બદલાય છે. જેમકે—

लड़की कपड़ा **अच्छा** सीती है । लड़की कपड़े **अच्छे** सीती **है** ।
( કર્તરિ પ્રયોગ ).
उसने ख़त **अच्छा** लिखा । उसने किताब **अच्छी** पढ़ी ।
( કર્મણિ પ્રયોગ ).

३५०—જ્યારે सकर्मक क्रिया માં કર્મની જરૂર હોતી નથી અને તેનો પ્રયોગ અકર્મક ક્રિયા જેવો થાય છે ત્યારે आकारान्त क्रियाविशेषण कर्ता પ્રમાણે બદલાતું નથી. જેમકે—

उसने अच्छा पढ़ा । **सीता ने** अच्छा लिखा ।
**लड़की** इतना खाती है ।

३५१—अकर्मक भावेप्रयोग માં आकारान्त क्रियाविशेषण અવિકૃત રૂપ માંજ રહે છે. જેમકે—

बुढ़ापे के कारण उनसे **सीधा** बैठा नहीं जाता ।

**૩૫૨**—सकर्मक भावेप्रयोग માં आकारान्त क्रियाविशेषण વિકલ્પે **विकृत** અથવા अविकृत રૂપમાં આવે છે. જેમકે—

उसने किताब को **अच्छा** पाया।

અથવા उसने किताब को **अच्छी** पाया।

**૩૫૩—ક્રિયાવિશેષણનો પદ-પરિચય—**

ક્રિયાવિશેષણના પદ-પરિચયમાં ક્રિયાવિશેષણ, તેનો ભેદ અને જે ક્રિયા અથવા અન્ય ક્રિયાવિશેષણની તે વિશેષતા પ્રકટ કરે છે તે બતાવવાનું હોય છે. જેમકે—

**इतने में बिजली की तरह दोनों हाथों से उलटी बन्दूक को उठा कर लहनासिंह ने साहब की कुहनी पर तान कर दे मारा।**

इतने में—क्रियाविशेषण, कालवाचक, 'दे मारा' क्रिया का विशेषण।

बिजली की तरह—वाक्यांश, क्रियाविशेषण, रीतिवाचक, 'उठा कर' क्रियाविशेषण का विशेषण।

उठा कर—क्रियाविशेषण, रीतिवाचक, 'दे मारा' क्रिया का विशेषण।

तान कर—क्रियाविशेषण, रीतिवाचक, 'दे मारा' क्रिया का विशेषण।

---

# પ્રકરણ ૩૮મું

## अविकारी शब्द—२

### सम्बन्धबोधक ( નામયોગી )

**૩૫૪**—જે અવ્યય નામ અથવા સર્વનામની સાથે સ્વતંત્ર શબ્દ તરીકે આવીને વાકયના બીજા શબ્દો સાથે તે નામ અથવા સર્વનામનો સંબંધ સૂચિત કરે છે તેને **सम्बन्धबोधक अव्यय** કહે છે.

**૩૫૫**—संबन्धबोधक अव्यय ने ગુજરાતીમાં 'નામયોગી' કહે છે. संबन्धबोधक અવ્યયો કેટલીક વખત નામ અને સર્વનામની આગળ અને કેટલીક વખત પાછળ આવે છે. જેમકે—

साहस के **बिना** श्री नहीं मिलती। **बिना** कारण वह मुझे सताता है।

૩૫૬—કેટલાંક सम्बन्धबोधक અવ્યયો ક્રિયાવિશેષણો પણ હોય છે. જ્યારે તેઓ સ્વતંત્ર રીતે ક્રિયાની વિશેષતા બતાવે છે અથવા ક્રિયા સાથે તેમનો સંબંધ આવે છે ત્યારે તેઓ ક્રિયાવિશેષણો ગણાય છે, અને જ્યારે તેમનો પ્રત્યક્ષ સંબંધ નામ અથવા સર્વનામ સાથે હોય છે ત્યારે તેમને संबंधबोधक કહે છે. જેમકે—

दिन **भर** में दो पैसे मिले। ( ક્રિયાવિશેષણ )
दिन **भर** भटकना अच्छा नहीं। ( સંબંધ બોધક )
**बाहर** उजाला हो गया है। ( ક્રિયાવિશેષણ )
मैं घर के **बाहर** दो घंटे खड़ा रहा। ( સંબંધ બોધક )
उसने लड़के को घर से **बाहर** निकाल दिया। ( ક્રિયાવિશેષણ )
मैं **यहाँ** रहता हूँ। ( ક્રિયાવિશેષણ )
मेरे **यहाँ** आज मेहमान आए थे। ( સંબંધ બોધક )

ટીપ—ઘણે ભાગે આવાં અવ્યયો कालवाचक અને स्थानवाचक હોય છે.

૩૫૭—કેટલાંક सम्बन्ध बोधक અવ્યયો નીચે આપવામાં આવ્યાં છેઃ—

**कालवाचक**—अनंतर, आगे, उपरान्त, पहले, पीछे, पूर्व, पश्चात्, बाद, लगभग.

**स्थलवाचक**—आगे, ( પછી ) अन्दर, ऊपर, तले, दूर, नज़दीक, ( नगीच ), नीचे, निकट, परे, पास, पीछे, बर, बीच, बाहर, भीतर, यहाँ, समीप, आरपार, आसपास, ओर, तरफ़, तईं, पार, प्रति.

**करणवाचक**—ज़रिए, ( વતી ) ज़बानी, करके, द्वारा, मारफ़त, हाथ, बल करके, सहारे.

**हेतुवाचक**—लिए, निमित्त, वास्ते, हेतु, ख़ातिर, कारण, सबब, मारे, अर्थ.

**विषयवाचक**—विषय, बाबत, निस्बत, नाम, लेखे, भरोसे.

**व्यतिरेकवाचक**—अतिरिक्त, अलावा, बिना, बगैर, रहित, सिवा ( सिवाय ).

**विनिमयवाचक**—एवज, जगह, पलटे, बदले, संती.

**अनुरोध–योग्यता–साम्यवाचक**—अनुसार, अनुरूप, अनुकूल, बमूजिब, ( मुजब—મુજબ ), लायक, योग्य, तुल्य, बराबर, सम, समान, तरह, भाँति, सदृश, देखा-देखी, सरीखा, सा, ऐसा, जैसा, मुताबिक ( પ્રમાણે ), नाईं ( જેમ ).

**विरोधवाचक**—उलटा, खिलाफ़, विपरीत, विरुद्ध.

**साहचर्यवाचक**—अधीन, स्वाधीन, वश, संग, साथ, सहित, समेत.

**संग्रहवाचक**—तक, लौं, भर, मात्र, सुद्धां, पर्यन्त.

**तुलनावाचक**—अपेक्षा, आगे, बनिस्बत ( કરતાં ), सामने.

૩૫૮—પ્રયોગપ્રમાણે सम्बन्धबोधक અવ્યયોના ત્રણ ભેદ થાય છે. ( અ ) જેમનો પ્રયોગ હમેશ વિભક્તિઓ સાથેજ હોય છે; ( આ ) જેમનો પ્રયોગ વિભક્તિરહિત નામ સાથે થાય છે, અને ( ઇ ) જેમના પ્રયોગમાં નામ વિકલ્પથી વિભક્તિસહિત અથવા વિભક્તિરહિત આવે છે.

૩૫૯—( અ ) ૧–જે संबंधबोधक અવ્યયો નામની વિભક્તિઓ સાથેજ આવે છે તેમને **सम्बद्ध संबंधबोधक** અવ્યય કહે છે. આવાં અવ્યયોની પૂર્વે ઘણે ભાગે '**के**' વિભક્તિ આવે છે. જેમકે—

घर के भीतर, घर के पास-समीप-सामने-नज़दीक-नीचे-पहले ।

धन के लिए–वास्ते, भूख के मारे, नियम के विरुद्ध.

( ૨ ) કેટલાંક संबद्ध संबंधबोधक અવ્યયોની પૂર્વે '**की**' વિભક્તિ આવે છે. જેમકે:-

राम की अपेक्षा—( રામ કરતાં ).

राम की बनिस्बत—( રામ કરતાં ).

घर की **ओर**, उसकी **जगह** ( તેની જગ્યાએ ), पंडित की **नाईं** ( પંડિતની જેમ ), धर्म की **खातिर**, जानवर की **तरह**, पटवारी की **मारफ़त**, राजा की **बदौलत** ( રાજાની કૃપાથી ), नुकसान की **सन्ती** ( નુકસાનના બદલામાં )

ટીપ—'ओर' ની પૂર્વે संख्यावाचक વિશેષણ આવે ત્યારે '**की**' ને બદલે '**के**' નો પ્રયોગ થાય છે. જેમકે:-

दीवार **के** दोनों तरफ़ ।

( ૩ ) કેટલાંક અવ્યયો પૂર્વે अपादानकारक ની ' से ' વિભક્તિ આવે છે અને કેટલાંક અવ્યયોની પૂર્વે વિકલ્પથી ' से ' અથવા ' के ' આવે છે. જેમકેઃ—

घर **से परे** ( ઘરથી દૂર ), दोष **से रहित** ।

समय **से** ( के ) **पहले**, घर **से** ( के ) **पीछे**. આ પ્રમાણેજ **आगे** અને **बाहर** નો પ્રયોગ સમજવો.

૩૬૦—( આ ) જે संबन्ध बोधक અવ્યયો વિભક્તિરહિત નામ સાથે આવે છે તેમને **अनुबद्ध सम्बन्धबोधक** અવ્યય કહે છે. આ અવ્યયો નામનાં વિકૃત રૂપો સાથેજ આવે છે. જેમકે—

मीलों **तक**, किनारे **तक**, वर्षों **पर्यन्त**, चार महीने **पर्यन्त**, सखियों सहित, कटोरे भर, मित्रों समेत, भरत **सरीखा**, लड़के **सरीखा** વગેરે.

૩૬૧—( ૪ ) કેટલાંક सम्बन्धबोधक અવ્યયો વિકલ્પથી વિભક્તિસહિત અથવા વિભક્તિરહિત નામ સાથે આવે છે. आगे, पीछे, तले, बिना, द्वारा, योग्य, अनुसार વગેરે અવ્યયો આ પ્રકારમાં છે. જેમકે—

कृष्ण द्वारा–कृष्ण के द्वारा, मित्र बिना–मित्र के बिना, पेड़ तले–पेड़ के तले, વગેરે.

૩૬૨—बिना, बाद, मारे, सिवा વગેરે અવ્યયો કેટલીક વખત નામની પૂર્વે પણ આવે છે—

बिना रुपये के–रुपये बिना, बाद मुद्दत के–मुद्दत के बाद, मारे भूख के–भूख के मारे, सिवा पानी के–पानी के सिवा વગેરે.

૩૬૩—કેટલાંક सम्बन्धबोधक અવ્યયના પ્રયોગોનાં ઉદાહરણો—

अपेक्षा, बनिस्बत–चीते की **अपेक्षा** सिंह बलवान् होता है ।

अरब की **बनिस्बत** ईरान ज़्यादा उपजाऊ है ।

ऐसा, जैसा, सा–(સરખો, જેવો) आप **ऐसे** लोगों को यह उचित नहीं ।

रामानुजन् **जैसे** गणितज्ञ बहुत कम होते हैं। इस साल **जैसी** बाढ़ कभी देखने में न आई थी। आकाश में अंधेरा **सा** छा गया। बल में भीम **सा** और दान में कर्ण **सा**।

करके-( કરીને )-दुःष्यन्त **करके** एक महाप्रतापी राजा हो गया है।

बमूजिब—( મુજબ, પ્રમાણે ) कहे **बमूजिब** मैंने काम किया। **कहने मुजब** वह पूना गया।

यहाँ—उनके **यहाँ** आज मैं दावत में जानेवाला हूँ।

भर, तक, मात्र-वह दिन **भर** पढ़ता है। घोड़ा दस मील **तक** दौड़ा। क्षण **मात्र** मैंने उसे देखा।

योग्य, लायक—मरहूम अब्दुल करीम खाँ का संगीत सुनने **लायक** था। ताजमहल देखने **योग्य** है।

भाँति—( જેમ ) महाकुमार ने भिक्षु की **भाँति** उसका सिर स्पर्श करके कहा "कल्याण"।

अतिरिक्त—( સિવાય ) बुढ़िया के **अतिरिक्त** उस घर में और कोई नहीं था। संगीत के **अतिरिक्त** वे चित्रकला में भी निपुण थे। અહીં अतिरिक्त નો અર્થ 'સિવાય-પણ' એવો છે.

अलावा—दंगे के वक़्त पुलिस के **अलावा** फ़ौज भी बुलाई गई थी।

**३६४**—જે આકારાંત વિશેષણોનો પ્રયોગ सम्बन्धबोधक અવ્યય જેવો થાય છે તેનું રૂપ વિશેષ્યનાં લિંગ, વચન પ્રમાણે બદલાય છે. જેમકે,

सर सैयद अहमद **सरीखे** विद्याप्रेमी। नैपोलियन **जैसा** सेनापति। सीता **सी** सती।

**३६५—सम्बन्धबोधक अव्यय નો પદ-પરિચય—**

सम्बन्धबोधक अव्यय ના पदपरिचय માં માત્ર અવ્યય લખીને તેનો જે શબ્દ સાથે સંબંધ હોય, તે બતાવવો. જેમકે,

**शक्ति से परे वह काम करता है।**

परे—सम्बन्धबोधक अव्यय, 'शक्ति' सम्बन्धी पद।

# પ્રકરણ ૩૯મું

## अविकारी शब्द–३

### समुच्चयबोधक ( ઉભયાન્વયી )

૩૬૬—જે અવ્યય બે શબ્દો, વાકયાંશો અથવા વાકયોને જોડે છે તે **समुच्चयबोधक अव्यय** ( ઉભયાન્વયી ) કહેવાય છે. જેમકે—

न्याय **और** व्याकरण । खाना पीना **और** मौज उड़ाना यही उनके जीवन का क्रम था ।

प्राण जाय **पर** वचन न जाई ।

ટીપ–समुच्चयबोधक ને કેટલાક योजक પણ કહે છે. समुच्चयबोधक અવ્યયો શબ્દો અથવા વાકયો જોડવાનુંજ કાર્ય કરે છે. ક્રિયાનો પ્રકાર વગેરે બતાવવાનું તેઓ કરતાં નથી. તેથી जो, सो, जहाँ, वहाँ, વગેરે सम्बन्धवाचक સર્વનામો, વિશેષણો અને ક્રિયાવિશેષણો समुच्चयबोधक ની વ્યાખ્યામાં આવતાં નથી.

૩૬૭—જે समुच्चयबोधक અવ્યય બે પ્રધાન વાકયોને જોડે છે તેને **समानाधिकरण समुच्चयबोधक** કહે છે. જે समुच्चयबोधक પ્રધાન વાકય સાથે એક અથવા અનેક ગૌણ અથવા આશ્રિત વાકયોને જોડે છે તે **व्यधिकरण समुच्चयबोधक** કહેવાય છે.

**समानाधिकरण समुच्चयबोधक** ના ચાર પ્રકાર છે. ( ૧ ) **संयोजक,** ( ૨ ) **विभाजक,** ( ૩ ) **फलदर्शक** અને ( ૪ ) **विरोधदर्शक.**

૩૬૮—**संयोजक**–આ બે કે બેથી વધારે શબ્દો વાકયોનો અન્વય કરે છે. **और, तथा, एवं, व** અને **भी** આ संयोजक અવ્યયો છે. જેમકે—

**और**–हिन्दुस्तान **और** चीन एशिया के दो महान् देश हैं ।

**तथा**–रघुवंश **तथा** शाकुन्तल कालिदास की उत्तम कृतियाँ हैं ।

**एवं**–कपिल **एवं** कणाद भारत के महान् दार्शनिक थे ।

**भी**–अब **भी** मेरी आँखोंके आगे वह दृश्य आ जाता है ।

हृदय में क्रुद्ध होता तो **भी** हँस हँस कर बातें करता ।

व–( અને ) सुहराब व रुस्तम, नाम व निशान ।

ટીપ—व આ ઉર્દૂ અવ્યય છે. એનો પ્રયોગ હિંદી કરતાં પણ મરાઠીમાં વધારે છે. ઉચ્ચારણની સહેલાઈ માટે ઘણી વખતે પૂર્વ શબ્દ સાથે એની સંધિ થઈ જાય છે. જેમકે—

नामो निशान, आबो हवा, जानो माल ।

**૩૬૯—विभाजक** અથવા **विकल्पबोधक**—આ બે અથવા અધિક શબ્દો અથવા વાક્યો પૈકી કોઈ પણ એક ગ્રાહ્ય છે એવો અર્થ સૂચિત કરે છે.

**या, वा, अथवा, किंवा, कि, या-या, चाहे-चाहे, क्या-क्या, न-न, नाकि, नहीं तो** વગેરે विकल्पबोधक અવ્યયો છે. જેમકે—

**या**–मैं या तू ।

**वा, अथवा, किंवा**–राम वा रहीम ।

ટીપ—अथ वा, किं वा, परं तु આ શબ્દો વ્યાકરણની દષ્ટિએ જુદા જુદા લખવા જોઈએ.

**कि**–आप आएँ कि न आएँ मैं तो जाऊँगा ही ।

**या-या**–" **या** तख़्त **या** ताबूत ।"

**चाहे-चाहे-चाहे** अमृत हो **चाहे** विष हो ।

**क्या-क्या-क्या** छोटे **क्या** बड़े सब काँप गए ।

**न-न—न** मुझे राज्यकी कामना है **न** स्वर्गकी ।

**न कि**—मैं बुतशिकन हूँ **न कि** बुतपरस्त ।

**नहीं तो**—वह मेरे यहां आगया **नहीं तो** मुझे ही वहाँ जाना पड़ता ।

**૩૭૦—फलदर्शक**—પ્રથમ વાક્યમાં કારણ જણાવીને પછીના વાક્યમાં કારણનું કાર્ય બતાવ્યું હોય એવાં બે વાક્યોનો સંબંધ फलदर्शक समुच्चय-बोधक અવ્યયથી વ્યક્ત થાય છે.

**अत; अत एव, इसलिए, सो, लिहाजा** વગેરે फलदर्शक અવ્યયો છે.

**अतः, अतएव**—આ સંસ્કૃત શબ્દો હિંદી 'इस लिए' શબ્દના અર્થમાંજ આવે છે.

**इसलिए**—शाम हुई इसलिए पक्षी अपने घोंसलों की ओर लौटने लगे ।

ટીપ—'इस लिए' આ શબ્દ यह અને लेना ના યોગથી બનેલો છે. 'इस लिए' ને બદલે ઘણી વખત **इस वास्ते, इस कारण, इससे,** આવા

પ્રયોગો પણ થાય છે. વધારે ભાર મુકવા માટે 'इसी लिए' વપરાય છે. જેમકે, वह बुरी संगति में पड़ा इसी लिए ( इसीसे ) उसका सर्व नाश हुआ ।

**सो**--'सो' પણ इस लिए ના અર્થમાંજ આવે છે. જેમકે,

वर्षा पड़ने लगी सो मुझे छत्री खोलनी पड़ी ।

लिहाज़ा—કાનૂની ભાષામાં लिहाज़ा શબ્દ 'इस लिए' ના અર્થમાં આવે છે. જેમકે. "मालूम हुआ है कि तुम रू-पोश होकर तामील समन्स नहीं होने देते । **लिहाज़ा** तुमको हुक्म दिया जाता है कि...।

३७१—**विरोधदर्शक**—આ અવ્યય બે વાકયોમાંથી પહેલાનો નિષેધ અથવા ન્યૂનતા બતાવે છે. **पर, परन्तु, किन्तु, लेकिन, मगर, वरन्, बल्कि** વગેરે विरोधदर्शक समुच्चय बोधक અવ્યયો છે.

पर, परन्तु, लेकिन અને मगर બધા પર્યાયવાચી શબ્દો છે, તેમનો અર્થ પરંતુ ( પણ ) એવો થાય છે.

**पर**—प्राण जाई **पर** वचन न जाई ।

**मगर**--संकट में माता पुत्र को छोड़ सकती है **मगर** भीष्मदेव कौरवों को न छोड़ेंगे ।

**लेकिन**—मैंने उसको बहुत समझाया **लेकिन** उसने मेरा कहना न माना ।

किन्तु, वरन्, अन्यथा, प्रत्युत અને बल्कि આ પર્યાયવાચક શબ્દો છે. એમનો પ્રયોગ ઘણે ભાગે નિષેધાર્થક વાકયો પછી થાય છે. જેમકે,

स्व० प्रेमचंदजी हिन्दी के केवल कहानी लेखक ही नहीं थे **वरन्** हिंदी के सर्वश्रेष्ठ उपन्यासलेखक भी थे ।

**किन्तु**—"हैं माँगते हम नहीं प्रभु ! सौख्य लेश,
हो प्राप्त आत्मबल **किन्तु** हमें विशेष ।"

**बल्कि**--दीमक का घर ईंटों, लकड़ियों और पत्थरोंका बना हुआ नहीं होता बल्कि मिट्टी का बना होता है ।

३७२—**व्यधिकरण समुच्चयबोधक** અવ્યય ના ત્રણ ભેદ છે.

( १ ) **कारणवाचक**, (२) **संकेतवाचक** અને (३) **स्वरूपवाचक**.

३७३—**कारणवाचक**--પૂર્વવાકયમાં પરિણામ અથવા ફળ બતાવીને

પછીના વાકયમાં તેનું કારણ બતાવ્યું હોય એવાં બે વાકયો **कारणवाचक समुच्चयबोधक अव्यय** થી જોડાય છે.

**क्योंकि, जोकि, इसलिए-कि, चूंकि** વગેરે कारणवाचक समुच्चयबोधक અવ્યયો છે.

**क्योंकि**—उसने भोजन नहीं किया **क्योंकि** वह बीमार था।

**जोकि**—**जोकि** अखबारों में खबरें उड़ी हैं कि शहरमें कौमी दंगा होगा इस लिए चेताया जाता है कि......।

**इस लिए-कि**-मैंने तुमको **इसलिए** रोका **कि** आगे जाने में खतरा था।

**चूँकि**-गानेवाले तंबाकू नहीं पीते **चूँकि** उससे उनकी आवाज़ खराब हो जाती है।

ટીપ—कारणवाचक નો उद्देशवाचक આ એક ઉપભેદ છે.

**उद्देशवाचक**—उद्देशवाचक અવ્યયથી પ્રથમ વાકયમાંના કાર્યનો ઉદ્દેશ અથવા હેતુ પાછળના વાક્યમાં સૂચિત થાય છે. **कि, जो, ताकि,** વગેરે उद्देशवाचक समुच्चयबोधक અવ્યયો છે. જેમકે—

**कि**—(કે) अकबर चाहता था **कि** चाँद सुलताना का राज उसके कब्ज़े में आ जाय।

**जो**—(જેથી) कागज़ वक्त पर लिखते रहो **जो** (जिससे) हमें चिन्ता न करनी पड़े।

**ताकि**—उसने अपना कम्बल ओढ़ लिया **ताकि** ठंड न लगे। लिफ़ाफ़े पर अपना पता ठीक लिखो **ताकि** माल भेजने में देर न हो।

૩૭૪—**संकेतवाचक—यदि-तो, जो-तो, यद्यपि-तथापि (तो भी)** વગેરે संकेतवाचक અવ્યયો છે. આ અવ્યયો सम्बन्धवाचक સર્વનામો પ્રમાણે એક બીજાં સાથે આવે છે. એમાંનું પહેલું અવ્યય ગૌણવાકયમાં અને બીજું પ્રધાન વાકયમાં આવે છે. આ અવ્યયોથી શરત, સંકેત અથવા અપેક્ષા વ્યક્ત થાય છે.

**यदि-तो-यदि** हमारी बात मंजूर हो **तो** हमारे साथ चलो।

**जो-तो-जो** अधर्म के पथ पर चलना पड़े **तो** ऐसे स्नेह का परित्याग कर।

"मज़ा होता **जो** होता मैं परिन्दा।" **जो** मेरी मददकी ज़रूरत पड़े **तो** मुझे बुलाना।

**यद्यपि-तथापि** ( **तो भी** )—" **यद्यपि** आत्महत्या करना पाप **है तो भी** मैं उस पाप को करूँगा। "

**चाहे-पर** ( परन्तु ) **चाहे** वह कितनी ही क़सम खाय **पर** मैं उसका एतबार नहीं करूँगा।

अगर—આ ઉર્દૂ શબ્દ ' यदि ' નો પર્યાયવાચી છે.

**अगर** डाकिया न हो **तो** हमको क्या मुश्किल पड़े ?

' मज़ा होता **अगर** होता मैं राजा। '

**૩૭૫—स्वरूपवाचक**—આ અવ્યયથી પૂર્વકથિત વાતનું વધારે સ્પષ્ટીકરણ થાય છે. **अर्थात्, कि, जो, याने, मानो, यहाँ तक कि** વગેરે **स्वरूपवाचक** समुच्चयबोधक અવ્યયો છે.

**अर्थात्**—भवभूति ने आन्वीक्षिकी **अर्थात्** न्यायशास्त्र पढ़ा था।

**याने**—આ ઉર્દૂ શબ્દ ' अर्थात् ' નો પર્યાયવાચી છે.

हिन्दुस्तानी आमफ़हम **याने** जन साधारण के समझने योग्य ज़बान है।

**कि**—( કે ) એનાથી આરંભ અથવા પ્રસ્તાવના સૂચિત થાય છે. कबीर कहते हैं **कि** यह दुनिया कागज़ की पुड़िया है।

ऐसा हुआ **कि** मैं उस दिन देर से पहुँचा।

**जो**—कि નો સમાનાર્થક છે. ब्रिटेन ने यह अच्छा नहीं किया **जो** हिटलर को ज़ेकोस्लोवाकिया में घुसने दिया।

**मानो**—( સંસ્કૃત मन्ये નો પર્યાયવાચી ) चन्द्रकला आकाश में धीरेधीरे सरक रही थी **मानो** स्वर्गंगा की कोई नौका हो।

उनकी वाणी में **मानो** साक्षात् सरस्वती नाच रही थी।

**यहा तक कि**—ट्रॉटस्की की बहुत ही बुरी हालत हो गई **यहाँ तक कि** उन्हें यूरोप के सब देशों से निर्वासित होना पड़ा।

**૩૭૬—समुच्चयबोधक अव्यय નો પદ-પરિચય**—समुचय बोधक अव्यय ના पद-परिचय માં તે અવ્યય લખીને તેનો પ્રકાર અને તે જે શબ્દ, વાક્ય અથવા વાક્યાંશને જોડે છે, બતાવવાનું હોય છે. જેમકે, **चाहे वह कितनी ही कसम खाय पर मैं उसका एतबार नहीं करूँगा।**

**चाहे-पर**—समुच्चयबोधक, संकेतवाचक, ' कितनी ही क़सम खाय ' और ' एतबार नहीं करूँगा ' को मिलाते हैं।

# પ્રકરણ ૪૦મું

## अविकारी शब्द—४

### विस्मयादिबोधक (કેવળપ્રયોગી)

૩૭૭—બોલનારના મનના વિસ્મય, હર્ષ, શોક, સમાધાન ઇત્યાદિ વિકાર જે અવ્યયથી વ્યક્ત થાય છે તેને **विस्मयादिबोधक अव्यय** કહે છે. એ અવ્યયો વાક્યના કોઈ પણ શબ્દ સાથે અન્વય પામતાં નથી એટલે તેઓ કેવળપ્રયોગી અવ્યય કહેવાય છે.

૩૭૮—ભિન્ન ભિન્ન લાગણીઓ બતાવવા માટે ભિન્ન ભિન્ન विस्मयादि-बोधक અવ્યયોનો પ્રયોગ થાય છે. જેમકે—

(१) **हर्षवाचक**-अहा ! वाह वा ! धन्य धन्य ! शाबाश !

(२) **दुःखवाचक**-आहा ! आह ! ऊह ! हा हा ! बाप रे ! अरे रे ! दइया रे ! त्राहि त्राहि ! शिव शिव ! हाय रे !

(३) **आश्चर्यवाचक**-वाह ! अहो ! हैं ! ऍं ! ओ हो ! वाह वा ! क्या !

(४) **अनुमतिवाचक**-ठीक ! अच्छा ! शाबाश ! वाह ! हाँ हाँ ! जी हाँ ! भला ! बहुत अच्छा !

(५) **धिक्कारवाचक**-छिः ! हट ! अरे ! दुर् ! धिक् ! चुप ! फिश ! हुश ! बे ! अबे !

(६) **संबोधनवाचक**-हे ! अरे ! अरी ! रे ! री ! अजी ! लो ! ओ ! हो ! क्या ! अहो ! क्यों !

૩૭૯—संबोधनवाचक **अरे** અને **रे** પુલ્લિંગ નામ માટે વપરાય છે. **अरी** અને **री** સ્ત્રીલિંગ નામ માટે વપરાય છે.

૩૮૦—કેટલાંક નામ, ક્રિયાવિશેષણ અને ક્રિયાવિશેષણોનો પ્રયોગ વિસ્મયાદિબોધક જેવો થાય છે. જેમકે—

भगवान् ! राम राम ! अच्छा ! लो ! हट ! चुप ! क्यों ! खैर ! अस्तु !

ટીપ—કેટલાંક લાગણી દર્શાવનાર વાક્ય અથવા વાક્યાંશ વિસ્મયાદિબોધક અવ્યય પ્રમાણે પ્રયુક્ત થાય છે. જેમકે—

क्या बात है ! क्यों न हो ! सर्वनाश हो गया ! माशा अल्लाह ! धन्य महाराज ! भगवान् न करे !

# પ્રકરણ ૪૧મું

## वाक्य-रचना

### पदक्रम

**૩૮૫**—વાકયમાં આવતા શબ્દો કોઈ ન કોઈ ક્રમથી પ્રયુક્ત થાય છે. તેમનો વાકયના બીજા શબ્દો સાથે લિંગ, વચન, પુરુષ, કારક, કાળ વગેરેને લીધે સંબંધ હોય છે. હિંદીમાં વાકયના શબ્દો પોતપોતાની જગ્યાએ હોય તોજ તે વાકયના વાસ્તવિક અર્થનો બોધ કરાવે છે. સંસ્કૃતમાં વિકારી શબ્દો નિત્યવ્યયી હોવાથી શબ્દક્રમ સાધારણ રીતે બદલાય તો પણ અર્થવિપર્યાય થતો નથી. વાકયગત શબ્દોના આ ક્રમને **पदक्रम** કહે છે. એના કેટલાક નિયમો નીચે આપ્યા છે.

**૩૮૬**—( અ ) સાધારણ રીતે પ્રથમ કર્તા, પછી કર્મ અને છેવટે ક્રિયા આવે છે. જેમકે. ( ૧ ) **मैं** जाता हूँ । ( २ ) वह **पत्र** लिखता है ( ३ ) वह **सरदार** बना ।

**( આ )** द्विकर्मक क्रियाમાં પહેલાં गौणकर्म અને પછી प्रधानकर्म આવે છે. જેમકે, गुरु ने **शिष्य** को **व्याकरण** पढ़ाया ।

( ઇ ) વિશેષણ તથા બીજાં કારકોની સાથે આવતા શબ્દો, પોતાના સંબંધી શબ્દોની પૂર્વે આવે છે. જેમકે, **विशाल** समुद्र में एक **छोटीसी** नौका डोल रही थी । **हमारे** देश में **अनेक** भाषाएँ बोली जाती हैं ।

( ઈ ) વિધેય વિશેષણ, ઉપાધિ સૂચક વિશેષણ તથા સમાનાધિકરણ શબ્દ વિશેષ્ય પછી આવે છે. પદવી ( ખિતાબ )સૂચક શબ્દ વિશેષ્ય પહેલાં આવે છે, જેમકે, यह किताब **अच्छी** है । ( विधेय विशेषण ), सर वेंकट रामन, **एफ़. आर. एस.** को नोबल-पुरस्कार मिला था । ( ઉપાધિ ) स्व. ईश्वरचन्द्र विद्यासागर **महान् विद्वान्** थे । **महामहोपाध्याय डा.** गंगानाथ झा । **गाज़ी** कमाल पाशा । **गोस्वामी** तुलसीदास ।

( ઉ ) વિભક્તિસહિત સ્ત્રીલિંગ कर्मकारकનું વિધેય વિશેષણ ઘણે ભાગે पुँल्लिंग માં હોય છે. જેમકે उसने गाड़ीको **खड़ा किया** । सुनार ने चाँदी को पीट कर **चपटा** किया ।

( ૩ ) એકજ વિશેષણનાં ઘણાં વિશેષ્ય હોય તો તે વિશેષણનું લિંગ વચન તેની નજીકના વિશેષ્યપ્રમાણે હોય છે. જેમકે,

**बाग में रंग बिरंगे फूल और कलियाँ कितनी सुन्दर दिखाई देती हैं ।**

૩૮૭—करण, संप्रदान, अपादान અને अधिकरण ઘણે ભાગે કર્તા અને કર્મની વચ્ચે આવે છે. એમાં પ્રથમ अधिकरण પછી अपादान, પછી संप्रदान અને છેલ્લે करणकारक આવે છે. જેમકે—

रामने **चाकू से** आम काटा। वह **पेड़ पर से** गिर पड़ा ।
वह **वर्षा में घर से** बाहर नहीं निकलता ।

ટીપ—એકથી વધારે अधिकरण હોય તો कालवाचक अधिकरण પ્રથમ મૂકાય છે. જેમકે—

इस **साल** ( में ) **नदी में** बहुत पानी आया।

૩૮૮—संबोधन સાધારણ રીતે વાકયની શરૂઆતમાં આવે છે. જેમકે—
**बेटा**, अब सो जाओ ।

૩૮૯—જેના સંબંધમાં મુખ્યતયા પ્રશ્ન પૂછાયો હોય તેની પૂર્વેજ પ્રશ્નવાચક શબ્દ મૂકાય છે. પ્રશ્નવાચક શબ્દની જગ્યા બદલવાથી વાકયનો અર્થ બદલાઈ જાય છે. જેમકે—

**क्या** तुम लिख रहे हो ? ( **શું** તમે લખો છો ? ),
तुम **क्या** लिख रहे हो ? ( તમે **શું** લખો છો ? )

૩૯૦—भी, ही, भर, तो, तक વગેરે **અવ્યય** જે શબ્દવિષે નિશ્ચય પ્રકટ કરે છે તેની પાછળ આવે છે. આ અવ્યયોની જગ્યા બદલવાથી પણ અર્થભેદ થઈ જાય છે. જેમકે—

**वह भी** लिखेगा ( તે **પણ** લખશે ) અને वह **लिखेगा** भी ( તે **લખશે** પણ ), वे **हमारी ही** बात सुनेंगे ( તેઓ **અમારીજ** વાત સાંભળશે ) અને **वे ही** हमारी बात सुनेंगे ( **તેઓજ** અમારી વાત સાંભળશે ). તેમજ वे हमारी बात **सुनेंगे ही** ( તેઓ અમારી વાત સાંભળશેજ ),

૩૯૧—केवल, सिर्फ़ વગેરે અવ્યય જે શબ્દનો નિશ્ચય અથવા વિશેષતા પ્રકટ કરે છે તેની પૂર્વે આવે છે. જેમકે—

मैं **सिर्फ** हिन्दी जानता हूँ। ( હું ફક્ત હિંદી જાણું છું )
અને सिर्फ **मैं** हिन्दी जानता हूँ। ( ફક્ત હું જ હિંદી જાણું છું—બીજો કોઈ જાણતો નથી ).

**૩૯૨**—जब, तब, जहाँ, तहाँ વગેરે सम्बन्धवाचक ક્રિયાવિશેષણો બહુધા વાક્યની શરૂઆતમાં આવે છે. જેમકે—

जब शाम हुई तब परिन्दे अपने घोसलों की ओर लौटने लगे।

**૩૯૩**—पूर्वकालिक कृदंत પોતાનાં કર્મ વગેરે સાથે મુખ્ય ક્રિયાની પૂર્વે આવે છે. જેમકે, वह **भोजन करके** सोगया।

**૩૯૪**—संबंधवाचक અવ્યય જે નામ અથવા સર્વનામ સાથે સંબદ્ધ હોય છે તેની પાછળ આવે છે. જેમકે, तुम्हारे **लिखने के मुताबिक** हम माल भेज रहे हैं।

ટીપ—मारे, बिना, सिवा વગેરે કેટાંલક અવ્યયો સંબંધી શબ્દની પૂર્વે પણ આવેછે. જેમકે, **मारे** दुःख के वह छटपटाता रहा। **बिना** भोजन किए ब्राह्मण न उठेगा। **सिवा** मंत्री के सभा में कोई न आया।

**૩૯૫**—કવિતામાં ઘણી વખત શબ્દોનો ક્રમ બદલાઈ જાય છે. જેમકે,

"चाहे रहें हम किसी स्थिति में सदैव।
सन्मार्ग में दृढ़ रहें हम सर्वदैव॥"

## पदान्वय

### કર્તા, કર્મ અને ક્રિયાનો અન્વય—

**૩૯૬**—( १ ) कर्तरि પ્રયોગમાં ક્રિયાનાં લિંગ, વચન, પુરુષ કર્તાપ્રમાણે બદલાય છે.

( २ ) कर्मणि प्रयोग માં ક્રિયાનાં લિંગ, વચન, પુરુષ કર્મપ્રમાણે બદલાય છે.

( ३ ) भावे प्रयोग માં ક્રિયા હમેશ अन्य पुरुष, पुँल्लिंग, एकवचन માં રહે છે.

**૩૯૭**—વાક્યમાં કર્તા सविभक्तिक હોય અને કર્મ એકથી વધારે હોય ત્યારે ક્રિયાનું લિંગ વચન છેલ્લા કર્મપ્રમાણે બદલાય છે. જેમકે,

राम ने कोट और **टोपी उठाई**। उन्होंने लड्डू और **जलेबी खाई**।

૩૯૮—द्विकर्मक ક્રિયાનો કર્તા सविभाक्तिक હોય તો ક્રિયા મુખ્ય કર્મપ્રમાણે બદલાય છે. જેમકે, राजा ने ब्राह्मण को **दान दिया**। मैंने उसको एक **किताब दी**। ( જુઓ અનુવાક ૪૦૫. )

૩૯૯—જ્યારે ક્રિયાના ભિન્ન ભિન્ન કર્તા એકવચનાંત, વિભક્તિરહિત અને **और, तथा** વગેરે સંબંધસૂચક અવ્યયોથી જોડાયલા હોય છે ત્યારે ક્રિયા બહુવચનમાં આવે છે. જેમકે:-

घोड़ा और खच्चर लड़ाई में काम **आते हैं**।

૪૦૦—વિભક્તિરહિત એકવચનાંત કર્તાઓ જ્યારે સમાહારથી એકજ અર્થ સૂચવે છે ત્યારે ક્રિયા એકવચનમાં આવે છે. જેમકે:-

स्थितप्रज्ञके लिए सुख दुःख समान होता है। चातुर्य और सत्यवादिता संभाषण से ही मालूम पड़ती है।

૪૦૧--જ્યારે ક્રિયાના કર્તા એકથી વધારે પરંતુ એકવચનાંત, વિભક્તિરહિત અને ભિન્નલિંગી હોય છે ત્યારે તે ક્રિયા ઘણે ભાગે પુંલ્લિંગ બહુવચનમાં આવે છે. જેમકે, राम, श्याम और सीता हिन्दी **पढ़ते हैं**। लड़का और लड़की **खेल रहे थे**।

૪૦૨—ક્રિયાના કર્તા એકથી વધારે, બહુવચનાંત, વિભક્તિરહિત અને ભિન્નલિંગી હોય તો ક્રિયાનું લિંગવચન તેની નજીકના કર્તાપ્રમાણે બદલાય છે. જેમકે, लड़के और लड़कियाँ **खेल रही थीं**। बिहार के ज़लज़ले में सैंकड़ों स्त्रियाँ और पुरुष **मर गए**। बिहार के ज़लज़ले में सैंकड़ों पुरुष और स्त्रियाँ **मर गईं**।

૪૦૩--ભિન્ન ભિન્ન લિંગના વિભક્તિરહિત કર્તા ભિન્ન ભિન્ન વચનોમાં હોય તો ક્રિયા બહુવચનમાં આવે છે અને તેનું લિંગ છેલ્લા કર્તાપ્રમાણે હોય છે. જેમકે,

जलसे में शहर के सब पुरुष, स्त्रियाँ और बच्चे शामिल हुए थे। तलाशी के वक्त उसकी जेबमें पाँच रुपये एक अठन्नी और दो चवन्नियाँ **निकलीं**।

ટીપ--( ૧ ) એવાં વાક્યમાં બહુધા પુંલ્લિંગ બહુવચનાંત કર્તા ક્રિયાની નજીકમાં હોય છે.

( ૨ ) એવાં વાકયમાં જ્યારે બધા કર્તાઓ માટે એક સામુદાયિક શબ્દ પણ હોય ત્યારે ક્રિયા પુંલ્લિંગ બહુવચનમાંજ આવે છે. જેમકે,
उसके लड़के, लड़कियाँ, धन, नौकर, चाकर सब जाते रहे ।

( ૩ ) ક્રિયાની નજીકનો કર્તા એકવચનમાં હોય તો ક્રિયા એકવચન અથવા બહુવચન બંનેમાં આવી શકે છે. જેમકે,
खेत में दो मज़दूर तीन स्त्रियाँ और एक लड़की काम कर रही थी। (कर रहे थे)

૪૦૪—ક્રિયાના વિભક્તિરહિત અનેક કર્તાઓની વચ્ચે જ્યારે **या** કે **अथवा** અવ્યય આવે છે ત્યારે ક્રિયાનું લિંગ વચન તેના અંતિમ કર્તાપ્રમાણે બદલાય છે. જેમકે,

मेरी बहिन या भाई आज शाम की गाड़ी से **आएगा**।
मेरा भाई अथवा बहिन आज शाम की गाड़ी से **आएगी**।

૪૦૫—कर्तृवाच्य कर्मणि प्रयोग માં ( કર્તા સવિભક્તિક, અને કર્મ અવિભક્તિક ) અને કર્મ **या** અથવા **तथा** થી જોડાયલાં હોય તો ક્રિયા છેલ્લા કર્મપ્રમાણે બદલાય છે. જેમકે—

**राम ने** दो दवातें, कुछ कपड़े तथा एक किताब **खरीदी**।

૪૦૬—આદર બતાવવા માટે એકવચન કર્તાની સાથે પણ બહુવચનાંત ક્રિયા આવે છે. જેમકે—

पंडितजी आज बंबई आनेवाले हैं।

૪૦૭—એકજ વાકયમાં વિભક્તિરહિત કર્તા उत्तम, मध्यम અને अन्य पुरुष એવા ભિન્ન ભિન્ન પુરુષમાં હોય તો ક્રિયા ઉત્તમપુરુષમાં આવે છે. કર્તા मध्यम અને अन्य पुरुष માં હોય તો ક્રિયા उत्तम पुरुष માં આવે છે. જેમકે—

मैं, तू और वह आज **खेलेंगे**। हम और तुम आज **खेलेंगे**।
वह और तुम आज **खेलोगे**। मैं और राम आज **खेलेंगे**।

૪૦૮—જેની જાતિ વિષે સંદેહ હોય એવા કર્તા અને કર્મની સાથે ક્રિયા પુંલ્લિંગમાં આવે છે. જેમકે—

मुझे अंधेरे में कोई दिखाई दिया था।
आज तुम्हारे यहाँ कौन आनेवाले हैं ?

---

